જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા-૯

# જીવનસિદ્ધિ

[ટૉલસ્ટૉય]

અનુવાદક:
સાકરલાલ અમૃતલાલ દવે

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

કિં, રૂ. ૦-.-૦ સં. ૧૯૮૫

अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषया
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥

भर्तृहरि :

લાંબા વખત સુધી આપણી સાથે રહ્યા છતાં વિષયો જરૂર જવાના જ; તો પછી માણસ પોતાની મેળે જ તેમને છોડતો કેમ નથી ? તેમનાથી છૂટા પડવાનું તો છે જ. ઊલટું, વિષયો પોતાની મેળે ચાલ્યા જાય છે, ત્યારે માણસના મનને ખૂબ દુઃખ થાય છે; અને માણસ પોતે તેમને તજી દે છે, ત્યારે તેના મનને અપાર શાન્તિનું સુખ મળે છે.

स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सतामग्रणीः ।

भर्तृहरि :

બીજાનું ભલું કરવું એ જ જેનો સ્વાર્થ છે, તે જ માણસ સજ્જનોને મોખરે બેસવા યોગ્ય છે.

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

भगवद्गीता, २–६९.

બધા લોકો જે બાબતો વિષે બેદરકાર રહે છે, તે પરત્વે સંયમી માણસ જાગતો રહે છે; અને જે બાબતોમાં બધા લોકો રચ્યાપચ્યા રહે છે, તે પરત્વે દેખતો મુનિ પોતાની આંખ મીંચી દે છે.

# બે બોલ

મહર્ષિ ટૉલસ્ટૉયના આ નાનકડા પુસ્તકનો અનુવાદ કરવાનું કામ મને મળી ગયું એ મારૂં પરમ સદ્ભાગ્ય સમજું છું. અને તેટલા માટે જે સ્નેહી દ્વારા એ લાભ મને મળ્યો તેમનો ખરેખર આભારી છું.

પુસ્તક ખાસ સાહિત્યકૃતિ તરીકે શોભે એવું જરા ય નથી; અનુવાદ તો હોય જ નહિ.

પરંતુ મને તો આ પુસ્તકની વિચારણામાં જ ખૂબ રસ પડ્યો. માણસનું જીવન પલટાવી નાંખવાની અદ્ભુત શક્તિ આ નાનકડા પુસ્તકમાં મને લાગી, અને તેથી જ એનું નામ 'જીવનસિદ્ધિ' રાખ્યું.

અનુવાદની વિષમતાને લીધે આખું પુસ્તક વાંચવાની ધીરજ ન રહે એના કંઈક ઉપાય તરીકે છેવટે પુસ્તકનો અતિસંક્ષિપ્ત સાર આપ્યો છે.

**સા. અ. દવે**

# પથપ્રદર્શક

ગાંધીજીએ ટૉલ્સ્ટૉયની આ ચોપડી ગુજરાતીમાં ઊતારવા માટે ભલામણ કરી તેને વરસો થયાં. એકબે મિત્રોએ એ કામ હાથમાં લઈ છોડી દીધું. આખરે, ભાઈ સાકરલાલ દવેએ ભાષાંતર કરવાનું પ્રેમપૂર્વક સ્વીકારી સરસ રીતે પાર પાડ્યું તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ટૉલ્સ્ટૉયની જે મૂળ ચોપડીનું આ ભાષાંતર છે તેનું નામ 'The Christian Teaching' છે, જેને આપણે 'ઇસામસીની શિખામણ' એમ કહી શકીએ. કેટલાક વાચકોને થશે કે હિંદુ લોકોને વટલાવવાનો મિશનરીઓ તરફથી આટલો બધો પ્રયાસ ચાલે છે, ત્યાં આપણા તરફથી એમના ધર્મના પ્રચારને મદદ શા માટે કરવી જોઈએ? ખ્રિસ્તના ઉપદેશનો પ્રચાર મિશનરીઓ ભલે કરે. તેઓ પારકા છે, રાજ્યકર્તા સાથે ભળેલા છે, મદ્યમાંસનું સેવન કરે છે, એટલે આપણી પ્રજા એમના ઉપર વિશ્વાસ રાખતી

જ નથી; પણ જેમના ઉપર પ્રજાનો વિશ્વાસ છે, તેઓ જ જો સ્વધર્મનો પ્રચાર છોડી, પરધર્મની હિમાયત કરવા માંડશે, તો દેશ શી રીતે સુરક્ષિત રહેશે? આ તો આધ્યાત્મિક આત્મહત્યા જ કહેવાય!

હવે પાદરી લોકો જો ટૉલસ્ટૉયની આ ચોપડી કોઈ દેશી ખ્રિસ્તી માણસના હાથમાં જુએ તો તેઓ ચિડાઈને કહેશે, 'અરે, એ ચોપડી નહિ વાંચતા. આમાં ખ્રિસ્તનું નામ આવે છે ખરું; પણ આમાં સાચો ખ્રિસ્તધર્મ નથી આપ્યો. ટૉલસ્ટૉય સારો માણસ હતો, પણ ભારે ભ્રમણામાં પડેલો. એ ધર્મને ઊંધી જ રીતે સમજ્યો છે. પોતાના વિચિત્ર ખ્યાલો એણે બાઈબલમાં વાંચ્યા છે, અને ખ્રિસ્તને નામે પોતાના જ વિચારો ચલાવવા માગે છે. એનાં લખાણોથી ચેતજો. ખ્રિસ્તનું નામ જોયું એટલે આમાં ખ્રિસ્તી ધર્મ જ છે, એમ માનવાની ભૂલ નહિ કરતા!'

કોઈ સાહિત્યકારને આ ચોપડી વિષે પૂછો તો તે કહેશે કે ટૉલસ્ટૉયે આટલી નીરસ ચોપડી લખી શી રીતે એનું અમને આશ્ચર્ય થાય છે. ટૉલસ્ટૉય યુગપ્રવર્તક સાહિત્યકાર ગણાય છે. સહેજ એક કાગળ લખે તોય તેમાં કેટલી છટાદાર ભાષા! સ્વભાવચિત્રણમાં તો શેક્સપીઅર કરતાં પણ ચઢી જાય એવો છે. જ્યારે ધાર્મિક જીવનની ચર્ચામાં તે ઊતરે છે, ત્યારે એની શૈલી ઉપર વિષાદની કાળાશ છવાય છે ખરી, પણ તેમાં પણ ઉત્તરસંધ્યાની સુંદરતા તો હોય જ છે. એની 'ત્યારે કરીશું શું?' એ જ ચોપડી લો. એમાં શરૂઆતથી આખર સુધી પશ્ચાત્તાપની જ વાતો છે. 'ભાઈઓ, આપણું આખું જીવન મેલું છે, એ

આખું નવેસર રચવું જોઈએ,' એવી એવી પરમાર્થની વાણીથી એ ભરેલું છે છતાં એ વાંચતાં શરૂઆતમાં તો નવલકથા જેટલો જ રસ પડે છે. પણ આ ચોપડી તો શરૂથી આખર સુધી પાપથી જ ભરેલી છે. અંગ્રેજ સરકારને જેમ જ્યાંત્યાં રાજદ્રોહ જડે છે તેમ ટૉલસ્ટૉયને આખું જીવન પાપમય લાગે છે, અને એ પાપમાંથી શી રીતે બચાય, એ બતાવવા માટે એણે કાયદાની કલમની પેઠે અહીં સૂત્રો આપેલાં છે. માંદા લોકો જેમ વૈદોની યાદીઓ ધ્યાનપૂર્વક વાંચે છે, તેમ પાપભીરુ લોકો ભલે આ સૂત્રો ફરીફરી વાંચે. અમને સાહિત્યકારોને પાપપુણ્યનો વળગાડ છે જ નહિ, અમે આ ચોપડીમાં નીરસતા અને ઘડપણની નિશાની જોઈએ છીએ. સાહિત્યના ક્ષેત્રમાં આવા ગ્રંથોનો પ્રવેશ કરાવવો એ, રાજ્ય જો સાહિત્યકારોના હાથમાં હોત તો, ગુનો જ ગણાત — અક્ષમ્ય ગુનો ગણાત, રાજ્યદ્રોહ કરતાં ઊતરતો ન જ ગણાત.

રશિયાના અને યુરોપના ગ્રંથપ્રકાશકો હમેશાં એ શોધમાં રહેતા કે ચાલુ શિયાળામાં ટૉલસ્ટૉય શું લખનાર છે. ટૉલસ્ટૉયની સ્ત્રી પણ ટૉલસ્ટૉયના લખાણ ઉપર જાપ્તો રાખતી કે કોઈને મફત કે ધર્માદામાં આપી ન દે; પણ એ બધું એનાં કળામય લખાણો વિષે જ. દુનિયાની દુનિયા-દારીનું વર્ણન છટાદાર કર્યું હોય, ભોગ, ઐશ્વર્ય, મહત્ત્વાકાંક્ષા વગેરેનું વર્ણન હોય, તો લોકોને એ જરૂર રોચક લાગે; પછી ભલેને ટૉલસ્ટૉયે એ બધી વસ્તુને કળામય શબ્દોમાં ખાસડાં જ માર્યાં હોય. પણ જ્યારે ટૉલસ્ટૉય પોતાના વિચારનો, અનુભવનો અને જીવનનો નિચોડ સીધેસીધી ભાષામાં, ગમે

તે માણુસ સમજી શકે એવા રૂપમાં મૂકે ત્યારે એ ધાર્મિક લખાણુ ગણાતું, એનો કોઈ ભાવ સરખો ય ન પૂછે. દૂઝણી ગાય વસૂકી જાય અને ગાયધણીને દુઃખ થાય, એવી રીતે ટૉલસ્ટૉયના વાચકસમાજને આવે પ્રસંગે ભારે દુઃખ થતું. ટૉલસ્ટૉયની સ્ત્રી તો ટૉલસ્ટૉયને ધાર્મિક વાતો ઉપર ચઢાવનાર મિત્રોનો દ્વેષ કરતી, એમને ટૉલસ્ટૉયને ન મળવા દેવાનો બધો પ્રયત્ન કરતી. આ રીતે છેલ્લે છેલ્લે ટૉલસ્ટૉયનું જીવન ધૃતરાષ્ટ્ર કે રાજા અશોકની પેઠે અત્યંત દુઃખી થયું હતું.

જ્યારથી ટૉલસ્ટૉયને ઉપરતિ થઈ ત્યારથી એમણે ધર્મ વિષય પર વધુ ને વધુ લખવા માંડ્યું. પ્રસ્તુત ગ્રંથ એવી ઉપરતિની જ એક પ્રસાદી છે. વાચકો એ આખો ગ્રંથ નહિ વાંચે, અને ફકત આ ચોપડી કેમ લખાઈ તે વિષેની ટૉલસ્ટૉયની પ્રસ્તાવના જ વાંચશે, તોયે એમાં ધર્મજિજ્ઞાસાના કરુણ કાવ્યનો રસ મળશે; અને એ પ્રસ્તાવનાની છેલ્લી બે કંડિકાઓમાં જે પારમાર્થિકતા અને ભૂતહિતેહા રહેલી છે તે જોઈને તો નાસ્તિક માણસનું પણ હૃદય નમ્ર થઈ જાય.

ટૉલસ્ટૉય જો આપણને શાસ્ત્રાક્ષરને પૂજનાર અક્ષર-પરાયણ જેવા લાગતા હોય તો તે વાત આપણે દરગુજર કરીએ. ખ્રિસ્તી ધર્મ અને બીજા ધર્મો વચ્ચે ટૉલસ્ટૉયે કરેલી સરખામણી આપણને ગ્રાહ્ય ન જ થાય. એ વાંચવાની પણ ધીરજ જેને ન હોય, તેણે પહેલો વિભાગ તદ્દન છોડી જ દેવો, અને ૨૫ મે પાનેથી પાપનું પૃથક્કરણ સમજવાનું શરૂ કરવું.

ટૉલસ્ટૉયને જીવનનું રહસ્ય અને હૃદયની શાંતિ ઇશુ ખ્રિસ્તના જ વચનમાંથી જડ્યાં એની આપણે સનાતન-

ધર્મોની તો અદેખાઈ ન જ કરીએ. આપણે માનીએ છીએ કે દરેક માણસ પોતાના ધર્મ મારફતે જ પોતાનો ઉદ્ધાર શોધે. હૃદયમાં જ્યાં સુધી સાચી ધાર્મિકતાનો ઉદય થયો નથી ત્યાં સુધી ધર્મધર્મના ઝગડાઓ ચાલવાના. માનવી હૃદયની ખૂબી જેને જડી છે તેને તો દીવા જેવું સ્પષ્ટ થાય છે કે બધા જ ધર્મોમાં સત્ય છુપાએલું છે, અને તે સત્ય સર્વત્ર એકરૂપ, સમર્થ અને શાંતિપ્રદ છે. ટૉલસ્ટૉયને પોતાને પ્રથમ તો બધા જ ધર્મો નકામા લાગ્યા. પણ જ્યારે ઇશુ ખ્રિસ્તના ઉપદેશને તે સમજી શક્યા ત્યારે એમણે જોયું કે મુસા, ઇસા, કુનફુ, સુક્રતુ, અને બુદ્ધ તેમજ પાસ્કલ સ્પાઇનોઝા, પ્રીક્થ બધા ધર્મશોધકોને એક જ વસ્તુ જડી છે, અને તે એકને જ બધા અનેક રીતે સૂચવે છે. સાચું તત્ત્વ એક જ છે, લોકો એને બહુધા એટલે કે અનેક રીતે વર્ણવે છે.

સ્વધર્મનિષ્ઠા એ પતિવ્રતાના ધર્મ જેવી પવિત્ર, શાંતિપ્રદ અને મોક્ષદાયી વસ્તુ છે. અમારો એક જ ધર્મ સાચો અને બાકીના બધા પાખંડ છે એવી માન્યતા જ્યાં સુધી લોકોમાં છે, ત્યાં સુધી મનુષ્યસમાજને શાંતિ અને મનુષ્યહૃદયને ધર્મ-બોધ પ્રાપ્ત થવાનાં નથી એમ હિંદુધર્મે જોયું, એમાં જ એની મહત્તા છે. અન્યમતાવલંબી લોકો ભલે અજ્ઞાન અને અહંકારના ઝનૂનમાં પોતાના ધર્મને મોટો કરવા ખાતર બીજા ધર્મોનો તિરસ્કાર અને વિરોધ કરે. સ્વધર્મનું રહસ્ય જાણનાર શુદ્ધ સનાતની તો રાજા અશોકની પેઠે બધા જ ધર્મોને અભયદાન અને અર્ઘ્ય આપશે, અને તે કારણે તેની સ્વધર્મ-નિષ્ઠા ઓછી થવાની નથી. ઉપનિષદના ઋષિએ સ્નાતકોને

ઉપદેશ આપતાં કહ્યું હતું, 'તમે અમારા શિષ્ય છો, એટલા માટે અમારો જ આદર અને અમારી જ કદર કરવાનું સંકુચિતપણું નહિ રાખતા. બીજા ધર્મજ્ઞો હશે, તેમની અવજ્ઞા તમારે હાથે ન જ થાય એટલું જરૂર જોજો.' જે આર્ય પૂર્વજોએ આવો બોધ આપણને આપ્યો તેમને અનુસરીને દરેક ધર્મના સાચા ધાર્મિકોના ઉપદેશ પ્રત્યે આપણે સન્મુખ થવું ઘટે છે. આજે દરેક ધર્મના અભિમાની જુદા છે અને અનુયાયી જુદા છે. અનુયાયીઓને બીજા ધર્મો સાથે ઝગડો ન જ હોય. અભિમાનીઓ ઝગડો ન કરે તો અભિમાનને શી રીતે પોષે?

અમને જરાય બીક નથી કે ટૉલસ્ટૉયની આ પાપ-વિમોચનમીમાંસા વાંચીને કોઈ પણ માણસ સ્વધર્મ છોડવાને પ્રવૃત્ત થશે. ટૉલસ્ટૉયે અહીં જે આપ્યું છે તે દરેક ધર્મમાં છે જ. ટૉલસ્ટૉયને ખ્રિસ્તના ઉપદેશમાંથી એ જડ્યું; પણ એનું પૃથક્કરણ, એનું વિવરણ અને એમાંની પારમાર્થિકતા એ ટૉલસ્ટૉયનાં જ છે.

જેને પોતાનું જીવન સારરૂપ, પવિત્ર અને સફળ થાય એવી ઝંખના ન હોય તેને માટે આ ચોપડી છે જ નહિ; તેણે એ ચોપડી હાથ ધરવાની પણ ભૂલ ન કરવી. પણ જેને ખ્રિસ્તી ધર્મની અથવા ધર્મમાત્રની સૂગ હોય, જેની પરલોકનાં ઇતિહાસભૂગોળ ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ હોય, જેને ઇન્દ્રલોક, ચન્દ્રલોક, ગોલોક, વિષ્ણુલોક વગેરે બઢતીના ક્રમમાં રસ રહ્યો નથી, જેને 'હું પાપી છું, અધમ છું, ભગવાન! મારો શી રીતે ઉદ્ધાર થશે,' એવાં રોદણાં માણસને માટે ઉન્નાતકારક નથી થવાનાં એમ લાગી ગયું

હોય, એવા લોકોએ આ ચોપડી વિષે પ્રથમથી જ કંઈ પણ અભિપ્રાય બાંધી એને ફેંકી ન દેવી જોઈએ. આ ચોપડીમાં કોઈનો ધિક્કાર તો છે જ નહિ. મહાપાપીનો પણ અહીં તિરસ્કાર નથી, એને વિષે નિરાશા નથી, અથવા એને નરકની બીક પણ અહીં બતાવવામાં નથી આવી. એની શ્રદ્ધા છે કે બધા જ લોકો પ્રગતિના પંથના યાત્રીઓ છે. માણસનો સ્વભાવ જ પ્રેમનો સાક્ષાત્કાર કરવાનો છે. પણ માણસ આત્માને ભૂલી ઇન્દ્રિયોને વશ થાય છે, પાપમાં ફસાય છે, ભૂલથાપોની જાળમાં સપડાય છે, એમાંથી ઊગરી જવાનો સાચો માર્ગ અને ક્રમ નહિ જાણવાથી નિરાશ થાય છે, અને એનું આખું જીવન વ્યર્થ જાય છે. જે ભોગ અને ઐશ્વર્યને માટે માણસ પાપમાં પડે છે તે ભોગ અને ઐશ્વર્ય આપવાની કે અપાવવાની શક્તિ પાપોમાં નથી; પાપો જે આશા બતાવે છે તે પણ ફળીભૂત થતી નથી, અને અન્તે પાપની સૂગ જ રહે છે, એમ સ્પષ્ટ રીતે સિદ્ધ કરી, ટૉલસ્ટૉયે માણસમાત્રને અહીં જગાડ્યા છે. ટૉલસ્ટૉયે આ ચોપડી મારફતે લોકોમાં ચાલતા અનેક ભ્રમોનો નિરાસ કર્યો છે. કેટલાયે જીવનધર્મીઓને આમાંથી શુદ્ધ દૃષ્ટિ મળી છે, ઉન્મત્ત લોકો ઠેકાણે આવ્યા છે, અને અસ્વસ્થ લોકો શાન્ત થયા છે.

ધાર્મિક વિધિઓ, ઉત્સવો વગેરે લોકરોચક અને ઉત્તેજક વસ્તુઓ ઉપર ટૉલસ્ટૉયે અહીં સખત પ્રહાર કર્યા છે. દરેક ધર્મમાં આ બધી વસ્તુઓ હોય જ છે; એટલું જ નહિ, પણ આવી જ વસ્તુઓ ધર્મનો મહત્ત્વનો અને અસરકારક ભાગ મનાય છે. જ્યાં ઉત્સવો, તહેવારો, વિધિઓ અને ઉત્તેજનાઓ નથી હોતી ત્યાં પ્રયત્નપૂર્વક નવી શોધવામાં

અને ઉમેરવામાં આવે છે. ટૉલસ્ટૉયે એવી વસ્તુઓને વખોડવામાં જરા સરખો અપવાદ નથી રાખ્યો, એ કોઈ પ્યૂરિટન પંથીઓને પણ આશ્ચર્ય થશે. પણ ધર્મસાધના એ ધર્મસાધના જ. એને રોચક વસ્તુઓ સાથે લેવાદેવા નથી. રૂઢ ધર્મ એ મૂઢ લોકોને માટે હોય છે. મોહ ઊતરી ગયા પછી માણસ ઠરેલ થઈ જાય છે.

'पराञ्चः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥'

(જેઓ અજ્ઞાની છે તેઓ જ ઇન્દ્રિયોને સંતુષ્ટ કરનાર બાહ્ય વિષયોને ભજે છે, અને અન્તે ચારે કોર ફેલાયેલી મૃત્યુની જાળમાં ફસાય છે. ધીર પુરુષો એટલે કે ડાહ્યા લોકો અવિનાશી તત્ત્વને ઓળખીને વિનાશી, અધ્રુવ વસ્તુ દ્વારા ધ્રુવ પદની આશા નથી રાખતા.)

આ મીમાંસામાં કોક ઠેકાણે આપણને એવું લાગે કે ટૉલસ્ટૉય ફક્ત બુદ્ધિને જ માને છે અને શ્રદ્ધાનો છેદ ઉડાડવા માગે છે. શ્રદ્ધા બે પ્રકારની છે: આંધળી અને બુદ્ધિયુક્ત. અને બુદ્ધિ પણ બે પ્રકારની હોય છે: શુદ્ધ બુદ્ધિ અને તાર્કિક બુદ્ધિ. શુદ્ધ બુદ્ધિ અને સાચી શ્રદ્ધા એકબીજાથી તદ્દન ભિન્ન હોવા છતાં બે વચ્ચે સુંદર સમન્વય થઈ શકે છે. આ બેના મેળથી જીવન કૃતાર્થ થાય છે. જ્યાં બુદ્ધિનું ક્ષેત્ર પૂરું થાય છે, ત્યાં સાચી શ્રદ્ધા કામ આવે છે. એ શ્રદ્ધા તો આ આખા ગ્રંથમાં અથથી ઇતિ સુધી ભરેલી છે. ટૉલસ્ટૉયના જીવનમાં એ શ્રદ્ધા હતી; એટલા માટે જ ગમે તેવું વિલાસી અને તોફાની જીવન ગાળતાં છતાં, અન્તે એમાંથી તે ઊગરી ગયા. ટૉલસ્ટૉય જ્યારે શ્રદ્ધાને વખોડે

છે ત્યારે સાચું જોતાં એ વહેમી વૃત્તિને જ વખોડે છે. અને વહેમી વૃત્તિઓ અત્યાર સુધી કયા ધર્મે નથી સંઘરી? વહેમોને પોષણ આપવાથી જ અત્યાર સુધીના બધા ધર્મો કટાઈ ગયા છે. ધર્મમાંથી ધાર્મિકતાનો નાશ કરી એને નિષ્પ્રાણ કરનાર જો કંઈ વસ્તુ હોય તો તે વહેમો જ છે. વહેમો એ ભારેમાં ભારે નાસ્તિકતા છે. એટલું જ્યારે લોકો સમજશે ત્યારે જ ધર્મોનું શુદ્ધીકરણ થશે. ધર્મો પોતે શુદ્ધ થશે ત્યારે જ તેઓ માણસોનું શુદ્ધીકરણ કરવા સમર્થ થશે. એટલા માટે જ ટૉલસ્ટૉયે માનસિક અને ધાર્મિક વહેમોનો આટલો સખત વિરોધ કર્યો છે.

ટૉલસ્ટૉયના આ આખા વિવરણની ખૂબી એમાં રહેલી છે કે જેમ કોઈ ભૌતિકશાસ્ત્રી વસ્તુઓનું પૃથક્કરણ કરી એમાંથી વસ્તુગત ધર્મ અને એનો સ્વભાવ પારખે છે, અને વ્યવહારમાં એ વસ્તુઓના નવા નવા ઉપયોગો સુઝાડે છે, તેવી જ રીતે ટૉલસ્ટૉયે મનુષ્યની ચિત્તવૃત્તિનું અને એમાં ઉત્પન્ન થતા મોહનું શાસ્ત્રીય પૃથક્કરણ કર્યું છે. જે સાધક છે, જેને પ્રયત્ન કરવો છે અથવા જેણે કંઈ પણ પ્રયત્ન કર્યો છે, એવા લોકો જ આ પૃથક્કરણની ઉપયોગિતા સમજી શકશે. એવા માણસને ડગલે ને પગલે આમાં કિંમતી સૂચના મળશે, અને એની ઘણી મૂંઝવણો દૂર થશે. આ ચોપડી મઝા ખાતર વાંચવાની નથી, સાહિત્યના આસ્વાદ ખાતર એ નથી જ નથી. એ તો સાધકનું ભાતું છે, આત્મોન્નતિના યાત્રીનો એ નકશો છે, પથપ્રદર્શક છે, અને દીવો પણ છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## રશિયન તંત્રીને લખેલા પત્રમાંથી—

આ લખાણને હું ખરેખર અધૂરૂં ગણું છું; આજથી વીસ વરસ પહેલાં હું પોતે એમાંથી જે જે મેળવવાની ઇચ્છા રાખત, તે બધું એમાં નથી જ. પરંતુ એ પૂરૂં કરવાનો તથા એને ઇષ્ટ અંશે સ્પષ્ટતર કરવાનો સમય હવે મને મળશે નહિ એ હું સમજું છું: છતાં, મારી ધારણા પ્રમાણે, એના આવા સ્વરૂપમાં પણ એમાં મનુષ્યને ઉપકારક થઇ પડે એવું કાંઇક છે; માટે જે છે તે રૂપે તમારી નજર તળે એને પ્રગટ કરશો. પ્રભુ કરશે તો, અને મને બીજાં કામોમાંથી ફુરસદ મળશે તથા આ કામ ઉપાડવાની શક્તિ રહેશે તો, આ લખાણને હું પાછું હાથમાં લઇશ અને એને વધારે સરળ, સ્પષ્ટ, ને સંક્ષિપ્ત કરવાનો યત્ન કરીશ.

સપ્ટેમ્બર ૨, ૧૮૯૭ — લેવ ટૉલ્સ્ટૉય

## પ્રસ્તાવના

“ મને પચાસ વરસ થયાં ત્યાં સુધી મારી એવી માન્યતા હતી, કે આ મનુષ્યજીવન જન્મથી મરણ પર્યન્તનું જ છે, અને તેટલા માટે જીવનનો હેતુ આ મર્ત્ય જીવનમાં સુખ માણવું એ જ છે; અને સુખ માણવાને મેં બહુ બહુ યત્નો આદર્યાં. પરંતુ વરસ ચઢતાં ગયાં તેમ તેમ મને સ્પષ્ટ ભાન થવા લાગ્યું, કે એ સુખ છે જ નહિ, અને હોઈ શકે પણ નહિ. જે સાચું સુખ હું ઝંખતો હતો તે મને મળ્યું જ નહિ, અને જે મળ્યું તે મળતાં વાંત જ સુખ નથી એમ જણાયું. તેની સાથે સાથે મારી આપદાઓ વધી પડી, અને મરણ અવશ્યંભાવિ છે એવું દીવા જેવું દેખાયું. હું સમજ્યો કે આ નિરર્થક અને દુ:ખી જીવનને અન્તે કષ્ટ, વ્યાધિ, જરા, અને મરણ સિવાય બીજું કંઈ મળવાનું નથી. મેં અન્તરમાં પ્રશ્ન કર્યો, આમ કેમ હશે? કંઈ ઉત્તર મળ્યો નહિ. હું નિરાશ થયો.

આપણે જાતે સુખી થવાનો યત્ન કરવો એટલું જ નહિ, પણ મિત્રો તથા બીજાં બધાં માણસો સુખી થાય એમ

ઇચ્છવું, એવું કેટલાક મને કહેતા, અને હું પોતે પણ ક્વચિત મારા મનને મનાવવા મથતો,—છતાં એથી મને સંતોષ થયો નહિ. તેનું પહેલું કારણ તો એ, કે મને પોતાને સુખ મળે એવું હું જેટલા જિગરથી ઇચ્છતો તેટલા જ જિગરથી બીજાંને સુખી જોવાની ઇચ્છા મને થતી નહિ, અને બીજું તથા મુખ્ય કારણ એ કે બીજાં પણ મારી જેમ દુઃખ અને મરણને વરેલાં જ હતાં, તેથી તેમને સુખી કરવાનાં મારાં ફાંફાં ફોગટ હતાં. ”

મારી નિરાશા વધવા માંડી. પણ મને લાગ્યું કે હું કંઈક વિચિત્ર માણસ છું તેથી હું નિરાશ થાઉં છું, બીજાં મનુષ્યોને જીવનનો હેતુ સમજાતો હશે અને તેથી તેમનામાં નિરાશા દેખાતી નથી.

મેં બીજાં મનુષ્યોનું જીવન અવલોકવા માંડ્યું; તેમને પણ જીવનના હેતુ વિષે મારી પેઠે થોડું જ ભાન હતું. કેટલાક તો ધાંધળિયા જીવનમાં એ વિષે વિચાર કરતા નહોતા; બીજાઓ, બાળપણમાં મળેલા સંસ્કાર પ્રમાણે, અમે અમારા પોતીકા ધર્મોમાં માનીએ છીએ એવું પોતાની જાતને તેમજ બીજાઓને મનાવતા હતા; પરંતુ તેમની માન્યતાઓ સ્વીકારવી મારે માટે અશક્ય હતી, કેમકે તેમાં મૂર્ખતા ભરેલી હતી. અને તેમનામાંના ઘણા તો ધર્મ પર આસ્થા રાખવાનો કેવળ ડોળ કરતા લાગ્યા, તેમના અન્તરના ઊંડાણમાં ખરી આસ્થા હતી નહિ.

જીવનની પ્રવૃત્તિમાં હવે મને રસ રહ્યો નહિ, કેમકે કોઈ પણ પ્રકારની બાહ્ય પ્રવૃત્તિ મારા હૃદય આગળ ખડો થતો

આ પ્રશ્ન ઉઠાવી શકી નહિ; અને નાનપણમાં શીખેલા, પરંતુ બુદ્ધિબળ વધતાં આપોઆપ ખરી પડેલા, ધર્મ પર ફરીથી શ્રદ્ધા બેઠી નહિ. એટલું જ નહિ, પણ ધર્મનો અભ્યાસ વધતો ગયો તેમ એ ધર્મમાં સત્ય નથી એવી મારી પ્રતીતિ થતી ગઈ. મને ખાતરી થઈ ચૂકી કે એ ધર્મમાં કેવળ દંભ હતો, ધર્મને નામે ઠગનારાઓ સ્વાર્થમય હતા, અને ઠગાનારાઓ નિર્બળ મનના, જક્કી, અને ભીરુ હતા.

એ ધર્મશિક્ષણના અન્તરમાં રહેલી અનેક અસંગતિ, એની સંકુચિતતા, અને મનુષ્યને શાશ્વત નરકમાં નાખી પ્રભુ દંડે છે એવી ક્રૂરતાભરી માન્યતા*—એ બધું બાજુએ મૂકીએ, તોપણ એ શિક્ષણમાં મને શ્રદ્ધા ન રહી તેનું મુખ્ય કારણ એ હતું, કે ઈશ્વર સંબન્ધી સત્ય અમારા જ શિક્ષણમાં છે એવું કહેનાર મૂળ ગ્રીક ધર્મશિક્ષણની સાથે સાથે રોમન કૅથલિક એવું બીજું શિક્ષણ હતું, માર્ટિન લ્યૂથરનું એવું ત્રીજું હતું, અને શુદ્ધ ધર્મશિક્ષણ એવું ચોથું પણ હતું,— અને આ બધાં ભિન્ન ભિન્ન શિક્ષણો સત્યનો ઇજારો પોતાની જ પાસે છે એવો આગ્રહ રાખતાં હતાં. વળી મને જ્ઞાન હતું, કે આ ખ્રિસ્તી ધર્મશિક્ષણોની સાથે સાથે જગતમાં અન્ય ધર્મનાં શિક્ષણો પણ હતાં,— બૌદ્ધ, બ્રાહ્મણ, ઇસ્લામી, કૉન્ફ્યૂશિયન, વગેરે,— અને તે પ્રત્યેક પોતે સત્યપન્થી છે, બીજાં બધાં વિપથગામી છે, એવો જ આગ્રહ લઈ બેઠાં હતાં.

---

*આ બધી અસંગતિઓ, મૂર્ખતાઓ, અને ક્રૂરતાઓ વિષે સવિસ્તર ચર્ચા મારા *Critique of Dogmatic Theology* 'આગ્રહી ધર્મશિક્ષણની વિવેચના' એ ગ્રન્થમાં કરેલી છે: તેમાં મૂળ શિક્ષણના પ્રત્યેક સિદ્ધાન્તનું પૃથક્કરણ કરેલું છે. (ટૉલ્સ્ટૉય)

અને તેથી બાળપણમાં શીખેલા ધર્મ પર મારી શ્રદ્ધા રહી નહિ, તેમજ બીજી પ્રજાઓના કોઈ પણ ધર્મ પર આસ્થા ચોંટી નહિ; કેમકે તે બધા જ ધર્મો એકસરખા વિરોધથી ભરેલા, અર્થહીન, અદ્ભુત, અન્ય ધર્મોની અવગણના કરનારા, અને વિશેષ કરીને, અન્ધ શ્રદ્ધા પ્રેરનારા હતા.

આ પ્રમાણે મને નિશ્ચયપૂર્વક જણાયું, કે પ્રચલિત ધર્મો વડે મારા પ્રશ્નનું નિરાકરણ થવાનું નથી, તેમજ મારાં દુઃખો ઓછાં થવાનાં નથી. મારી નિરાશા એટલી બધી વધી પડી, કે હું આપઘાત કરવાની વાત પર આવી પડ્યો.

પણ ત્યાં તો મને મુક્તિનું દ્વાર જડ્યું. નાનપણથી જ મારા મનમાં એવો વિચાર ઘર કરીને બેઠો હતો, કે મારા પ્રશ્નનો ઉત્તર ખ્રિસ્તી ધર્મકથામાં છે. ખ્રિસ્તી ધર્માચાર્યોએ એના ઉપદેશમાં અનેક વિકૃતિઓ કરી નાખી છે, તે છતાં એ મૂળ ધર્મકથામાં સત્ય છે એમ મને લાગ્યા કર્યું હતું. અને મેં એ સમજવાનો એક છેલ્લો પ્રયત્ન કર્યો: ધર્માચાર્યોએ કરેલા અર્થો બાજુ પર મૂકી દઈ મેં પોતે જ એ ધર્મકથાઓનો અભ્યાસ શરૂ કર્યો, અને તેના અર્થમાં ઊંડા ઊતરવાનો યત્ન આદર્યો. અને જેમ જેમ અર્થના ઊંડાણમાં હું ઊતરતો ગયો, તેમ તેમ મારી દૃષ્ટિ વધારે વિશદ થતી ગઈ, અને ખ્રિસ્તી દેવળોના ઉપદેશથી તદ્દન જુદો જ અર્થ મને સમજાવા લાગ્યો: મારા જીવનનો પ્રશ્ન તેથી ઉકલતો ગયો. અને અંતે મારા પ્રશ્નનો ઉત્તર તદ્દન સ્પષ્ટ સમજાયો.

અને આ ઉત્તર સ્પષ્ટ હતો એટલું જ નહિ, પણ અસંદિગ્ધ હતો: પ્રથમ તો એથી મારી બુદ્ધિની તેમજ મારા હૃદયની ભૂખ ભાગી, અને વળી એ ધર્મકથાનો મેં જે

અર્થ કર્યો તે, પ્રથમ દૃષ્ટિએ ધારવામાં આવે તેમ, મને જ સ્ફુર્યો હતો એમ ન હતું, તેમજ ઇશુ ખ્રિસ્તને જ એ સત્યાર્થ પ્રગટ થયો હતો એમે ન હતું, પરંતુ જીવનના પ્રશ્ન સંબંધે આ જ ઉત્તર વિશદતાના વધતા ઓછા પ્રમાણમાં, એ ધર્મ-કથાની પહેલાં તેમજ પછી થઈ ગયેલા વિશ્વના સર્વ શ્રેષ્ઠ પુરુષોએ પ્રગટ કરેલો હતો: મૂસા, ઇસાહ, કૉન્ફ્યૂશિયસ, પ્રાચીન ગ્રીક લોકો, બુદ્ધ, અને સૉક્રેટિસથી માંડીને પાસ્કલ, સ્પિનોઝા, ફિક્તે, અને ફૅાયરબાશ સુધીના; તેમજ માત્ર શ્રદ્ધાથી ધર્મોપદેશ ન સ્વીકારતાં સાચા દિલથી જીવનના મર્મ વિષેના પોતાના વિચાર પ્રગટ કરનારા અપ્રસિદ્ધ અને અકીર્તિમન્ત સર્વે જણનો એમાં સમાવેશ થતો હતો. આમ ધર્મકથાઓનું સત્ય જ્ઞાન મેં તારવી કાઢ્યું તેમાં હું એકલવાયો પડતો નહોતો, પણ ભૂત અને વર્તમાનના સર્વ શ્રેષ્ઠ પુરુષોનો મને તેમાં સાથ હતો. આ સત્ય મારામાં દૃઢ થતું ગયું, એની પ્રાપ્તિએ કરીને મને ખૂબ શાંતિ મળી, વીસ વર્ષથી આનંદમાં રહ્યો છું, અને આનંદથી જ મૃત્યુની સમીપ જઈ રહ્યો છું.

મારા જીવનની ગૂંચ ઉકેલનાર આ ઉત્તર મારે મનુષ્યોને જણાવી દેવો છે, કેમકે તેણે મારા જીવનમાં પરમ શાંતિ અને આનંદ પૂર્યાં છે.

મારું વય અને મારા સ્વાસ્થ્યની સ્થિતિ જોતાં હું મારી ઘોર નજીક આવી પહોંચ્યો છું, એટલે વ્યવહારૂ થવાની મને બહુ દરકાર નથી. હું દરકાર કરું તોપણ મને ખબર છે કે મારા ધર્મસિદ્ધાન્તના નિરૂપણે મારું ઐહિક સુખ કે લોકોનો મારા વિષેનો સદ્‌ભાવ વધવાનો નથી; ઉલટું, તેથી તો ખ્રિસ્તી ધર્મથી ઇતર ધર્મ પાળનારા લોકો ક્ષોભ પામી મારા પર

ચીઢાશે, કેમકે તેમને મારી પાસેથી ધાર્મિક ચર્ચા નહિ પણ સાહિત્યવિષયક લખાણ જોઇએ છે; અને ખ્રિસ્તીઓ પણ ખીજાશે, કેમકે તેમને મારાં સર્વ ધાર્મિક લખાણોથી મરચાં લાગે છે, અને તેઓ મને હમેશ ઠપકો દીધા જ કરે છે. ઉપરાંત, ઘણું કરીને આ લેખ મારા મરણ પછી જ લોકોના હાથમાં આવશે. એટલે આ કામ મેં આદર્યું છે તે કોઈ અંગત લાભને કારણે નહિ, તેમ કીર્તિ કે કોઈ બીજા ઐહિક કારણે નહિ; પરંતુ જે પરમાત્માએ મને આ જગતમાં મોકલ્યો, અને જેની પાસે જવાની હું પ્રત્યેક ક્ષણે રાહ જોઈ રહ્યો છું, તેની ઇચ્છા પૂર્ણ કરવી એ જ માત્ર એક પ્રેરક કારણ છે.

અને તેથી મારી યાચના છે, કે જેઓ આ લખાણ વાંચે તેઓ સર્વે, મારી પેઠે, ઐહિક બાબતો દૂર રાખી જે શાશ્વત કલ્યાણ તત્ત્વની ઇચ્છાએ કરીને આપણે આ સંસારમાં આવ્યા અને થોડા સમયમાં આ મર્ત્ય દેહનો ત્યાગ કરીશું, તે જ માત્ર દૃષ્ટિ સન્મુખ રાખીને વાંચે અને વિચારે; મારા વિચારોને ધીરજથી અને વિના ક્ષોભે ચર્ચે; વિરોધ આવે ત્યાં તિરસ્કાર ને દ્વેષથી નહિ, પણ સમભાવ ને સ્નેહથી સુધારો કરે; અને સંમતિ થાય ત્યાં સ્મરણમાં રાખે કે મારા કથનમાં સત્ય હોય તો તે સત્ય મારૂં નથી, પણ પ્રભુનું છે, અને માત્ર આકસ્મિક રીતે જ એ પ્રભુના સત્યનો અંશ મારી મારફતે પ્રગટ થાય છે; અને આપણને સૌને જ્યારે સત્ય લાધે છે, અને આપણે તે સત્યને બીજાના મોં આગળ ધરીએ છીએ, ત્યારે એ જ પ્રભુના સત્યનો અંશ આપણી સૌની મારફતે જગતને દર્શન દે છે.

## વિભાગ પહેલો

# પ્રાચીન ધર્મો અને જીવનની નવીન ભાવના

### ૧. પ્રાચીન ધર્મો

૧. અતિપ્રાચીન સમયથી માંડીને આજ સુધી સર્વ કાળે લોકોને એમ લાગ્યું છે, કે આ જીવન દુઃખમય, અસ્થિર, ને નિષ્પ્રયોજન છે; અને એ દુઃખમાંથી છૂટવાના ઉપાય પ્રભુની વા અનેક દેવતાઓની માન્યતામાં પરિણમ્યા છે,—એ આશાએ કે એ પ્રભુ વા દેવતાઓ આ જીવનનાં વિવિધ કષ્ટોમાંથી લોકોને તારે, અને આ ભવમાં ન મળ્યાં તેવાં ઇષ્ટ સુખ બીજા ભવમાં તેમને મેળવે.

૨. અને તેથી, અતિપ્રાચીન કાળથી અને સર્વ પ્રજાઓમાં, નાના પ્રકારના ઉપદેશકો થઈ ગયા છે; તેમણે મનુષ્યના તારણહાર પ્રભુ અથવા દેવતાઓ સંબન્ધે ઉપદેશ દીધા છે, અને આ ભવમાં કે બીજા ભવમાં લાભ મેળવવા માટે એ પ્રભુને કે એ દેવતાઓને પ્રસન્ન કરવાને શું શું કરવું જોઈએ તે સંબન્ધે બોધ આપ્યો છે.

૩. ધર્મની અમુક માન્યતાઓ પ્રમાણે, આ પ્રભુ તે સૂર્યદેવતા છે અને તે વિવિધ પ્રાણીઓમાં પ્રગટ થયો છે; બીજી માન્યતાઓ પ્રમાણે, દ્યાવાપૃથિવી એ જ દેવતા છે; બીજી પ્રમાણે, પ્રભુએ વિશ્વ સરજ્યું અને સર્વ પ્રજાઓમાંથી એક પ્રજાને પોતાની માનીતી તરીકે પસંદ કરી; વળી બીજી પ્રમાણે, દેવતાઓ અનેક છે અને તેઓ મનુષ્યોના વ્યવહારમાં ભાગ લે છે; વળી બીજી પ્રમાણે, પ્રભુ મનુષ્યનો દેહ ધારણ કરી પૃથ્વી પર અવતરે છે.

અને એ બધા ઉપદેશકો સત્યનો અસત્ય સાથે ભેળ કરી એમ ઠરાવતા, કે મનુષ્યોએ દુરાચારથી દૂર રહી સદાચારનું સેવન કરવું એટલું જ નહિ, પણ આ ભવના તેમજ અન્ય ભવના અસંદિગ્ધ કલ્યાણને અર્થે તેમણે ધાર્મિક સંસ્કારો અને યજ્ઞો અને પ્રાર્થનાઓ અવશ્ય કરવાં.

## ૨. પ્રાચીન ધર્મોની ઊણપ

૪. પરંતુ માણસજાતનું વય પૃથ્વી પર વધતું ગયું, તેમ આ ધર્મોમાંથી મનુષ્યોના આત્માને ઓછો ઓછો સંતોષ મળતો ગયો.

૫. માણસને સમજાયું, કે પ્રથમ તો પ્રભુ કે દેવતાઓને પ્રસન્ન કરવાના પ્રયત્નો કરતાં છતાં જે સુખ માટે તે મથતો હતો, તે આ જીવનમાં તો ન મળ્યું.

૬. બીજી વાત એ છે કે પ્રભુ વિષે, આવતા ભવ વિષે, અને ત્યાં મળવાના લાભો વિષે ધાર્મિક ઉપદેશકો જે બોધ

દઈ રહ્યા હતા, તે સંબન્ધે મનુષ્યની શ્રદ્ધા, જ્ઞાનનો વિસ્તાર વધવાના પરિણામે, વધુ વધુ નબળી પડતી ગઈ; કેમકે જગતની જ્ઞાનોજ્જ્વળ ભાવનાઓ સાથે તેનો મેળ બેઠો નહિ.

૭. પહેલાં મનુષ્યોને આવી આવી બાબતોમાં શ્રદ્ધા રહેતી: ૭ હઝાર વર્ષ પૂર્વે પ્રભુએ વિશ્વ રચ્યું, વિશ્વનું મધ્યબિન્દુ આપણી પૃથ્વી છે, પૃથ્વીની તળે નરક વસે છે, પ્રભુ પૃથ્વી પર ઊતર્યા અને પાછા સ્વર્ગમાં ઊડી ગયા, વગેરે. પરંતુ હવે એ શ્રદ્ધા ટકે એમ નથી, કેમકે એમને ખાતરી થઈ ચૂકી છે, કે પૃથ્વીનું અસ્તિત્વ ૭ હઝાર વર્ષથી નહિ પણ લાખો વરસથી છે, પૃથ્વી વિશ્વનું મધ્યબિન્દુ નથી પણ બીજા ગ્રહોની સરખામણીમાં એક બહુ નાનો ગ્રહ છે, પૃથ્વી ગોળ છે એટલે એની તળે કશું હોઈ શકે નહિ, સ્વર્ગે ઊડી જવું અસંભવિત છે, કેમકે આકાશમાં સ્વર્ગ જેવું કાંઈ જ નથી, માત્ર ખાલી અવકાશ ગોળ ઘુમટ રૂપે ભાસે છે.

૮. ત્રીજી અને મુખ્ય વાત એ છે, કે એ વિધવિધ ધાર્મિક માન્યતાઓ પરની શ્રદ્ધા શિથિલ થઈ ગઈ, કારણ કે જુદા જુદા દેશોના મનુષ્યોને પરસ્પર સમાગમથી સમજાયું, કે પ્રત્યેક દેશમાં ધાર્મિક ઉપદેશકો બીજા ધર્મોનાં મન્તવ્યોને જૂઠાં સમજી, પોતાનાં જ મન્તવ્યને સાચાં માની, તેમનો જ પ્રચાર કરે છે.

આવી સમજણ થયાથી મનુષ્યોએ સ્વાભાવિક અનુમાન કાઢ્યું. કે આ બધી ધાર્મિક માન્યતાઓ પૈકી કોઈ પણ એકમાં વધારે સત્ય હોઈ શકે નહિ, અને તેથી તેમાંની એકે અસંદિગ્ધ નિર્ભ્રાંત સત્ય તરીકે સ્વીકારી શકાય નહિ.

## ૩. માણસજાતના જ્ઞાનવિસ્તારની સાથે બંધ બેસે એવા નવા ધર્મની જરૂર

૯. આ જગતમાં સુખની અપ્રાપ્યતા, મનુષ્યજાતના જ્ઞાનમાં પ્રતિદિન થતો વિકાસ, વિવિધ દેશોના લોકોનો પરસ્પર સમાગમ અને તેને પરિણામે સર્વ પ્રજાઓના ધર્મો વિષેની વધતી જતી સમજણ,—આ બધાની અસર એ થઈ કે વંશપરંપરાગત મળેલી ધાર્મિક માન્યતાઓમાં લોકોની શ્રદ્ધા વધુ વધુ શિથિલ થવા લાગી.

૧૦. અને તેની સાથે, જીવનનું સાર્થક્ય શેમાં રહ્યું છે તે સમજવાની જરૂર, તેમજ એક પક્ષે સુખપ્રાપ્તિ અને જીવનના પ્રયત્નો, તથા બીજે પક્ષે દુઃખની અનિવાર્યતા અને મૃત્યુ સંબન્ધે વધતું જતું ભાન, એ બેનો વિરોધ શમાવવાની જરૂર વધુ વધુ સમજાવા લાગી.

૧૧. મનુષ્યને પોતાનું ભલું કરવું છે, તેમાં તેને જીવનની સાર્થકતા જણાય છે, પણ વર્ષો વીતતાં સ્પષ્ટ સમજાય છે કે એ ભલું કરવું અશક્ય છે; મનુષ્યને જીવવું છે, સતત જીવ્યા કરવું છે, પણ પોતે તથા આસપાસના સર્વ પદાર્થો અવશ્ય મૃત્યુ પામી અદૃશ્ય થવાના છે એવું ભાન થાય છે; મનુષ્યને બુદ્ધિ છે, અને જીવનના આવિર્ભાવોનો બુદ્ધિમાં ઊતરે એવો ખુલાસો તે શોધે છે, પણ પોતાના જીવનનો કે અન્ય કોઈના જીવનનો એવો ખુલાસો તેને મળતો નથી.

૧૨. પ્રાચીન સમયમાં, પોતાનું ભલું અને સતત અસ્તિત્વ ઇચ્છતું મનુષ્યજીવન તથા અનિવાર્ય દુઃખ ને મૃત્યુ વચ્ચેનો આ વિરોધ સૉલોમન, બુદ્ધ, સૉક્રેટિસ, લુત્સ, વગેરે મહાબુદ્ધિશાળી મનુષ્યોને જ સમજાતો હતો, પરંતુ હવે તો એ

સત્ય સર્વ મનુષ્યોને સુગમ થઈ ગયું છે; અને તેથી કરીને એ વિરોધનો પરિહાર પહેલાંના કરતાં ખુબ વધારે આવશ્યક બન્યો છે.

૧૩. અને જે વખતે જીવન અને મૃત્યુનો આ જબરો વિરોધ માનવજાતિને અત્યન્ત તીવ્ર અને અસહ્ય લાગ્યો, અને એ વિરોધનું સમાધાન અત્યાવશ્યક જણાયું, તે જ વખતે ખ્રિસ્તી ધર્મોપદેશ દ્વારા એ સમાધાન મનુષ્યને યથાર્થ સ્વરૂપે પ્રગટ થયું.

## ૪. સાચા ખ્રિસ્તી ધર્મસિદ્ધાન્ત દ્વારા યથાર્થરૂપે પ્રગટ થએલા જીવનસમાધાનનું સ્વરૂપ

૧૪. આ વિશ્વને સરજનાર, પાળનાર, ને મુક્તિ દેનાર પ્રભુ બેઠો છે એવી ખાતરી ભારપૂર્વક દર્શાવીને પ્રાચીન ધર્મોએ મનુષ્યજીવનના વિરોધ પર ઢાંકપિછોડો કરવાનો યત્ન કર્યો; પરંતુ ખ્રિસ્તી ધર્મોપદેશ તો આ વિરોધ મનુષ્યની નજર આગળ તારવી દેખાડે છે; એનું સાચું સ્વરૂપ પ્રગટ કરે છે, અને એને બરાબર ઓળખીને એનું સમાધાન દેખાડી દે છે. એ વિરોધ નીચે પ્રમાણે છે.

૧૫. એક પક્ષે, ખરેખર, મનુષ્ય દેહધારી છે ત્યા સુધી પશુ છે, અને બીજે પક્ષે સર્વ પાશવ વૃત્તિઓને ફગાવી દેનાર આધ્યાત્મિક પુરુષ છે.

૧૬. જીવનના આરંભકાળમા પોતે જીવે છે એવા સ્પષ્ટ ભાન વિના મનુષ્ય જીવે છે, તેથી એ જીવનાર તે પોતે નથી,

પણ જે જીવનતત્ત્વ સર્વત્ર વ્યાપેલું આપણે જોઈએ છીએ તે જ તેની દ્વારા જીવે છે.

૧૭. પોતે જીવે છે એવું સ્પષ્ટ ભાન તેને થાય છે ત્યારથી જ મનુષ્ય જીવન આરંભે છે; અને પોતે પોતાનું ભલું ઇચ્છે છે તેમજ બીજાં પ્રાણીઓ પણ પોતાનું ભલું ઇચ્છે છે એવી સમજણ થતાંની સાથે મનુષ્યને જીવનનું સ્પષ્ટ ભાન થાય છે. બુદ્ધિ જાગૃત થવાથી આ સ્પષ્ટ ભાન પ્રગટે છે.

૧૮. પોતે જીવે છે, પોતાનું ભલું ઇચ્છે છે, અને બીજાં પ્રાણીઓ પણ પોતાનું ભલું ઇચ્છે છે, એવી સમજણની સાથે મનુષ્યને ખબર પડ્યા વિના રહેતી જ નથી, કે પોતે પોતાનું જ જે ભલું ઇચ્છે છે તે અલભ્ય છે, અને ઉલટું તેને બદલે અનિવાર્ય દુઃખ ને મરણ તેની સામે ખડાં છે. બીજાં સર્વ પ્રાણીઓની પણ એજ ગતિ છે. આ સ્થળે તેને વિરોધ સમજાય છે, અને તેના સમાધાન માટે તે મથે છે; જીવન જેવું છે તેનો બુદ્ધિગ્રાહ્ય અર્થ કરવા તે મથે છે. બુદ્ધિની જાગૃતિ થઈ તે પહેલાં જીવનનું જે સ્વરૂપ હતું, તે જ સ્વરૂપે તે વહ્યાં કરે એમ તે ઇચ્છે છે,— અર્થાત, જીવન પૂરેપૂરૂં પાશવ રહે, અથવા પૂરેપૂરૂં આધ્યાત્મિક બને એમ તે ઇચ્છે છે.

૧૯. મનુષ્ય ઇચ્છે છે કે હું પશુ રહું કે દેવ થઈ જાઉં, પરંતુ તે બેમાંથી એકે થઈ શકતો નથી.

૨૦. અને આ વિરોધનું સમાધાન, ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે, આ રહ્યું: મનુષ્ય પશુએ નથી તેમ દેવે નથી, પણ પશુમાંથી પ્રગટ થતો દેવ છે,— પશુમાંથી આવિર્ભાવ પામતો આધ્યાત્મિક પુરુષ છે,— અને આ ભવાટવીમાં આપણું ભ્રમણ એ આવિર્ભાવને જ માટે છે.

## ૫. આધ્યાત્મિક પુરુષનું પ્રગટીકરણ

૨૧. બુદ્ધિની જાગૃતિની સાથે જ મનુષ્યને સમજાય છે કે પોતે પોતાનું ભલું ઇચ્છે છે; અને બુદ્ધિની જાગૃતિ પોતાની વ્યક્તિ પરત્વે જ થાય છે, એટલે પોતાનું જ ભલું ઇચ્છવાની વૃત્તિ એને સ્વાભાવિક લાગે છે.

૨૨. પરંતુ જે જાગૃત બુદ્ધિ વડે પોતાનું જ ભલું ઇચ્છનાર વ્યક્તિ રૂપે તે પોતાને સમજે છે, તે જ બુદ્ધિ વડે તેને એવું પણ ભાન થાય છે, કે એ વ્યક્તિનો અને પોતાનું ભલું કરવાની ને જીવનની ઇચ્છા એ વ્યક્તિમાં પોતે આરોપે છે એ બેનો મેળ જ ખાતો નથી. જુદી વ્યક્તિ રૂપે પોતે ન પોતાનું ભલું કરી શકે, કે ન જીવન જીવી શકે, એવી પ્રતીતિ તેને થાય છે.

૨૩. "ખરૂં જીવન ત્યારે શેમાં રહેલું હશે?" પોતે પોતાના મનને પૂછે છે; કેમકે ખરૂં જીવન નથી પોતાને મળ્યું, કે નથી આસપાસના જીવોને સાંપડ્યું. પોતે તો માત્ર પોતાનું જ ભલું ઇચ્છ્યા કરે છે.

૨૪. આવી સમજણને લીધે મનુષ્ય પોતાના શારીરિક ને મર્ત્ય જીવનને અન્યથી જુદું ધારતો અટકે છે, અને બુદ્ધિની જાગૃતિએ પ્રગટાવેલું, અન્ય જીવનથી જુદું ન કરી શકાય એવું, આધ્યાત્મિક ને તેથી અમર્ત્ય જીવન ઓળખતો થાય છે.

મનુષ્યમાં રહેલા આધ્યાત્મિક પુરુષનું પ્રગટીકરણ એ પ્રમાણે થાય છે.

## ૬. મનુષ્યમાં પ્રગટેલા એ આધ્યાત્મિક પુરુષનું સ્વરૂપ

૨૫. બુદ્ધિની જાગૃતિએ પ્રગટાવેલું મનુષ્યનું એ આધ્યાત્મિક જીવન સ્વકલ્યાણ ઇચ્છે છે, પોતાનું ભલું કરવાનું પહેલાં જે ધ્યેય હતું તે હજી પણ છે, પરંતુ બે વચ્ચે મોટા તફાવત છે; પહેલાંની ઇચ્છા પોતાના વ્યક્તિગત કલ્યાણની જ હતી અને ચેતનરહિત હતી, હવે સ્વકલ્યાણની ઇચ્છા સચેતન બની છે, અને તેથી કોઈ અમુક વ્યક્તિનું સુખ સાધવા મથતી નથી, પણ જીવમાત્રનું કલ્યાણ સાધવા તલસે છે.

૨૬. બુદ્ધિની જાગૃતિની પ્રથમ અવસ્થામાં મનુષ્યને એમ થતું હતું, કે પોતાનું ભલું કરવાની ઇચ્છા માત્ર પોતાના દેહ પૂરતી જ છે.

૨૭. પરંતુ બુદ્ધિ સ્પષ્ટતર અને દૃઢતર બની કે તરત દીવા જેવું દેખાયું, કે મનુષ્યનું સાચું સ્વરૂપ, ખરો સચેતન અહમ્ આ નશ્વર દેહ નથી; પણ કેવળ કલ્યાણની ઇચ્છામાં, અર્થાત જીવમાત્રના કલ્યાણની ઇચ્છામાં, એ સાચું સ્વરૂપ રહેલું છે.

૨૮. હવે જીવમાત્રના કલ્યાણની ઇચ્છા એટલે જીવમાત્રને જીવાડનાર ચૈતન્ય, એવો અર્થ થયો,—અર્થાત તેનું જ નામ પ્રભુ છે.

૨૯. આ પ્રમાણે બુદ્ધિની જાગૃતિથી પ્રગટેલું જીવન, જે જીવન ધીમે ધીમે પ્રકટતર બનતું જાય છે, તે જીવમાત્રને જીવાડનાર ચૈતન્ય, અર્થાત પ્રભુ પોતે, છે.

## ૭. ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે મનુષ્યને પ્રભુની આન્તર પ્રતીતિ

૩૦. પહેલાંના ધર્મશિક્ષણ પ્રમાણે પ્રભુને ઓળખવા માટે મનુષ્યને પ્રભુ સંબન્ધે, પ્રભુએ જગત અને મનુષ્યોને શી રીતે સરજ્યાં તે સંબન્ધે, તથા પ્રભુ મનુષ્યને શી રીતે પ્રગટ થાય છે તે સંબન્ધે, બીજાઓનાં વચન પર વિશ્વાસ રાખવો પડતો હતો; પરંતુ ખ્રિસ્તી ઉપદેશ પ્રમાણે મનુષ્ય પોતાની બુદ્ધિથી પ્રભુની આન્તર પ્રતીતિ સત્વર કરી લે છે.

૩૧. આ આન્તર પ્રતીતિથી મનુષ્યને માલૂમ પડે છે, કે જીવમાત્રનું કલ્યાણ સાધવાની ઇચ્છા એ જ પોતાના જીવનનું તત્ત્વ છે; એ તત્ત્વ અવ્યાખ્યેય તેમ અવર્ણ્ય છે, છતાં મનુષ્યના હૃદયની અતિસમીપ અને સુજ્ઞેય છે.

૩૨. આરંભમાં એક પ્રાણી તરીકેના પોતાના વ્યક્તિ-જીવનને અંગે મનુષ્યને કલ્યાણની ઇચ્છા થઈ, પછી પોતાના સ્નેહીજનોના જીવનને અંગે થઈ, અને પછી પોતાના અન્તરમાં બુદ્ધિની જાગૃતિ થઈ ત્યારથી જીવમાત્રના જીવનને અંગે એ ઇચ્છા પ્રગટ થઈ. પરંતુ જીવમાત્રના કલ્યાણની ઇચ્છા એ જ ખરા જીવનનો આરંભ છે, પ્રેમ છે, પ્રભુ પોતે છે; કેમકે ખ્રિસ્તી ધર્મકથામાં કહ્યા પ્રમાણે પ્રભુ એ પ્રેમ છે.

## ૮. ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે મનુષ્યને પ્રભુની બાહ્ય પ્રતીતિ

૩૩. જીવમાત્રના કલ્યાણની ઇચ્છા, અર્થાત પ્રેમ, એ પ્રભુની આન્તર પ્રતીતિ થઈ; તે જ પ્રમાણે, ખ્રિસ્તી ધર્મોપદેશ મુજબ, મનુષ્યને જીવમાત્રમાં પ્રભુની બાહ્ય પ્રતીતિ પણ થાય છે.

૩૪. પોતાના વ્યક્ત દેહમાં અખંડ અને આધ્યાત્મિક પ્રભુમય ચૈતન્ય રહ્યું છે, અને પ્રાણીમાત્રમા એ જ પ્રભુ વ્યાપી રહ્યો છે, એવું ભાન થતાં મનુષ્યના મનમાં પ્રશ્ન થાય છે, કે એક, અખંડ, અને આધ્યાત્મિક પ્રભુએ પ્રાણીઓના જુદા જુદા વ્યકત દેહોમાં તથા મનુષ્યની વ્યક્તિમાં શા માટે ખંડ સ્વરૂપ ધારણ કર્યું હશે?

૩૫. શા માટે આધ્યાત્મિક એક ચૈતન્યે આ પ્રમાણે જાણે પોતાનાં વિભાગ કરી દીધા હશે? શા માટે એ દિવ્ય તત્ત્વ વ્યક્ત દેહમય સ્થિતિમાં પૂરાયું હશે? શા માટે અમૃત મર્ત્યમા સમાઈ ગયું હશે? મર્ત્ય સાથે ઓતપ્રોત થઈ ગયું હશે?

૩૬. આનો ઉત્તર એક જ હોઈ શકે: એક એવી ઉચ્ચતર શક્તિ છે, જેની ગતિ મનુષ્યને અકળ છે. અને એ શક્તિએ જ મનુષ્યને તથા જીવમાત્રને પોતપોતાની પરિસ્થિતિમાં મૂકયા છે. એ શક્તિ જ, એટલે જીવમાત્રના કલ્યાણની ઇચ્છા,—અર્થાત પ્રેમ,—મનુષ્યને દુર્ગમ એવા કોઈ હેતુએ કરીને અચેતન વિશ્વથી ભિન્ન એવા પ્રાણીમાત્રમાં વ્યકત થઈ છે; એટલે કે મનુષ્યને જે પ્રભુની આન્તર પ્રતીતિ થાય છે, તે જ પ્રભુ બાહ્ય જગતમાં પણ દર્શન દે છે.

આમ, ખ્રિસ્તી ધર્મ પ્રમાણે, પોતાનામાં તેમજ વિશ્વની સર્વ વસ્તુઓમાં કલ્યાણની ઇચ્છા તરીકે જે જીવનતત્ત્વ મનુષ્ય અનુભવે છે, તે પ્રભુનું સ્વરૂપ છે; વળી, તેની સાથે સાથે, એ જીવનતત્ત્વ વ્યકત અને દેહમય સ્થિતિમાં જે શકિતને લીધે પૂરાયું છે, તે શકિતનો પણ પ્રભુના સ્વરૂપમાં સમાવેશ થાય છે.

ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે, ધર્મકથામાં લખ્યા મુજબ, પ્રભુ એ પિતા છે; તેમણે વિશ્વનાં પ્રાણીમાત્રનું કલ્યાણ કરવાની પોતાની ઇચ્છા પૂર્ણ કરવા માટે પોતાના જેવા જ પોતાના પુત્રને આ જગતમાં મોકલ્યો છે.

## ૯. જીવનની ખ્રિસ્તી ભાવનાની સત્યતા વિષે પ્રભુની બાહ્ય પ્રતીતિનું પ્રમાણ

૩૭. જીવમાત્રના કલ્યાણની ઇચ્છારૂપે પ્રભુ બુદ્ધિમાન મનુષ્યમાં પ્રગટ થયો છે, અને પોતાનું ભલું કરવા મથતા જગતના દરેક વ્યક્ત જીવમાં પણ પ્રભુ દર્શન દે છે.

૩૮. બુદ્ધિમાન મનુષ્યમાં જીવમાત્રના કલ્યાણની ઇચ્છા રૂપે, અને જગતના દરેક વ્યક્ત જીવમાં પોતાના વિશિષ્ટ કલ્યાણની ઇચ્છારૂપે, એક આધ્યાત્મિક તત્ત્વસ્વરૂપ પ્રભુને શા માટે પ્રગટ થવું પડયું તેનું મનુષ્યને જ્ઞાન નથી, અને હોઈ શકે પણ નહિ; છતાં એ બેઉમાંથી પોતાના હૃદયની અતિસમીપ, નિશ્ચિત, સુગમ, અને આનંદમય એવું એક જ ધ્યેય તેને નિઃસંદેહ મળી રહે છે.

૩૯. આ ધ્યેય અવલોકન, પરંપરા, અને બુદ્ધિથી મનુષ્યને સ્પષ્ટ સમજાય છે. અવલોકનથી જણાય છે, કે મનુષ્યજીવનની સર્વ પ્રવૃત્તિનું — મનુષ્ય પોતે સમજી શકે છે ત્યાં સુધી—એક જ પરિણામ થાય છે, કે પહેલાના કુસંપવાળા ને પરસ્પર દ્વેષીલા માણસો સંપ અને સહકારથી ધીમે ધીમે વધુ વધુ સંપીલા ને પ્રેમાળ થતા જાય છે. પરંપરાથી માણસ સમજે છે, કે જગતના સર્વ સંતોનો ઉપદેશ એ છે, કે માણસજાત અનેકમાંથી એક પર આવવી જ જોઈએ; પેગંબર કહી ગયા છે તેમ, પ્રભુ પોતે સર્વ મનુષ્યોને ઉપદેશ દેશે, અને ભાલાઓ ને તલવારો ગાળી નાંખી તેનાં દાતરડાં ને હળ બનાવવામાં આવશે; ઇશુ ખ્રિસ્તે કહ્યું છે કે જેમ હું મારા પિતા સાથે એકરૂપ છું તેમ સર્વે લોકો એક થશે જ. બુદ્ધિનો ઉપયોગ માણસને શીખવે છે, કે માણસજાત જે કલ્યાણ સાધવાનો પ્રયત્ન કરી રહેલ છે, તે વધુમાં વધુ પ્રમાણમાં સાધવાને માટે વધુમાં વધુ સંપ અને પ્રેમ આવશ્યક છે.

૪૦. અને તેથી, આ વિશ્વના અસ્તિત્વનું અંતિમ પ્રયોજન મનુષ્યને ખબર નથી, તોપણ વિશ્વજીવનમાં પોતાનો ભાગ ભજવવામાં અતિનિકટનું કર્તવ્ય શું છે તેની તેને પૂરેપૂરી જાણ છેઃ ભેદ ને કુસંપને સ્થાને ઐક્ય ને સંપ જમાવવાં એ જ કર્તવ્ય છે.

૪૧. અવલોકન, પરંપરા, અને બુદ્ધિ સ્પષ્ટ નિર્દેશ કરે છે, કે એ કર્તવ્યનું પાલન પ્રભુપ્રીત્યર્થે છે, અને તેમાં મનુષ્યે પોતાનો ફાળો આપવાનો છે; અને તેના અંતરમાં પ્રગટતી આધ્યાત્મિકતા પણ તેને તે જ દિશાએ દોરી જાય છે.

૪૨. મનુષ્યના અંતરમાં પ્રગટ થતા આધ્યાત્મિક પુરુષનો પુરુષાર્થ એટલે અંતરમાં પ્રેમની વૃદ્ધિ. અને એ આંતર પ્રેમની વૃદ્ધિ વડે જ જગતમાં થતા કાર્યનો સહકાર સધાય છે;—વિરોધ ને કુસંપને સ્થાને ઐક્ય ને સંપ જમાવાય છે; ખ્રિસ્તી ધર્મોપદેશમાં કહ્યા પ્રમાણે, પ્રભુના રાજ્યની સ્થાપના થાય છે.

૪૩. એટલે, જીવનની સાર્થકતા વિષેની ખ્રિસ્તી ધર્મે કરેલી વ્યાખ્યા સાચી છે કે નહિ એ સંબંધે કાંઈ પણ સંદેહ રહેતો હોય, તો તે આખા વિશ્વના જીવનની અને મનુષ્યના આન્તર પુરુષાર્થની દિશા, ખ્રિસ્તી ધર્મના ઉપદેશ પ્રમાણે, એક જ છે, એ સમજણે સત્વર ટળી જશે.

## ૧૦. ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે આ મનુષ્યજીવનનું સાચું સ્વરૂપ

૪૪. આધ્યાત્મિક ચેતન સ્ફુર્યા પછી મનુષ્યને જ્ઞાન થાય છે, કે બીજા જીવોથી પોતાનું જીવન જુદું છે છતાં તેમાં માત્ર પોતાનું જ નહિ પરંતુ પ્રાણીમાત્રનું કલ્યાણ સાધવાની ઇચ્છા, અર્થાત વિશ્વપ્રેમ, ભરેલો છે.

૪૫. પ્રાણીમાત્રના કલ્યાણની ઇચ્છા, અર્થાત આ વિશ્વપ્રેમ, મનુષ્યના વ્યક્તિગત જીવનમાં ન હોત, તો તેને આત્મજ્ઞાન થાત જ નહિ, અને તે સર્વદા પોતામાં જ પૂરાઈ રહેત; પરંતુ મનુષ્યની વ્યક્તિની મર્યાદામાં રહીને એ પ્રેમ આત્મભાન પામે છે, પોતાની મર્યાદાને ઓળખે છે, અને એ બન્ધનને તોડી ફોડી નાંખવા મથે છે.

૪૬. પ્રેમ એ પોતાનો ધર્મ હોઈ કલ્યાણની ઇચ્છા પ્રાણીમાત્રને બાથમાં લેવાનો યત્ન કરે છે. સ્વાભાવિક રીતે, પ્રેમને લઈને તે પોતાની મર્યાદાઓ વિશાળ કરે છે,— પ્રથમ કુટુંબ, પત્ની ને બાળકો, પછી મિત્રો ને દેશજનો તરફ તે વળે છે; પણ એટલાથી પ્રેમ તૃપ્ત થતો નથી, અને પ્રાણીમાત્ર તરફ ઢળવા મથે છે.

૪૭. પ્રેમનું વર્તુલ આમ અવિરત વિસ્તર્યે જાય છે એ જ મનુષ્યની આન્તર આધ્યાત્મિકતાનું તત્ત્વ છે, અને આ જગતમાં આપણા સાચા જીવનનો સાર પણ એ જ છે. જન્મથી મરણ સુધીની મનુષ્યની આખી જીવનયાત્રા આ આધ્યાત્મિક પુરુષના આન્તર પ્રાકટ્યમાં જ પરિસમાપ્ત થાય છે. આ અવિરત પ્રાકટ્ય, ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે, ખરું જીવન છે.

૪૮. આપણે એવી કલ્પના કરી શકીએ કે આપણો આ વ્યક્ત દેહ, જેને આપણે બીજાં બધાં પ્રાણીઓ કરતાં વધારે ચાહીએ છીએ, તે તેના નીચી કોટિના પૂર્વજીવનમાં માત્ર આપણી ઇષ્ટ વસ્તુઓનો સમુદાય હશે, અને તે પ્રેમથી એવો સંગઠિત બન્યો કે હાલ આપણે તેને આપણો પોતાનો જ માનીએ છીએ; અને એવી જ રીતે આપણા વર્તમાન જીવનની વસ્તુઓ વિષેનો આપણો હાલનો પ્રેમ આપણા ભાવિ જીવનમાં એક સંગઠિત ને અભેદ્ય રૂપ ધારણ કરશે, અને તે આપણને આ હાલના શરીર જેટલું જ વહાલું લાગશે.

'મારા પિતાના ઘરમાં ઘણા ખંડો છે.'*

* સેંટ જૉન, ૧૪, ૨.

## ૧૧. ખ્રિસ્તી ધર્મોપદેશે પ્રગટ કરેલા સાચા જીવનનો પૂર્વજીવનથી ભેદ

૪૯. સ્વાર્થમય જીવન અને સાચા જીવન વચ્ચેનો તફાવત આ પ્રમાણે છે: સ્વાર્થમય જીવનનો હેતુ બાહ્ય સુખોપભોગ વધારવામાં અને બને તેટલું લાંબું જીવવામાં રહેલો છે, પણ આ હેતુ ખૂબ પ્રયત્ન છતાં ફળીભૂત થતો નથી, કેમકે ભોગની આડે આવતી બાહ્ય પરિસ્થિતિ ઉપર તેમજ ગમે ત્યારે આવી પડતી નાના પ્રકારની આપદાઓ ઉપર માણસનો અંકુશ નથી; સાચા જીવનનો હેતુ પ્રેમનું વર્તુલ વિસ્તારવામાં અને તેને ગાઢ કરવામાં રહેલો છે, અને કશું પણ તેની આડે આવી શકતું નથી, કેમકે અત્યાચાર, વ્યાધિ, કષ્ટ, વગેરે બાહ્ય કારણો, જે સ્વાર્થમય જીવનનો હેતુ વણસાડે છે, તે સર્વે આધ્યાત્મિક જીવનના હેતુની સિદ્ધિમાં સાધનરૂપ બને છે.

૫૦. આ ભેદ સમજવામાં ખ્રિસ્તી ધર્મકથામાં આવતી મજૂરોની વાર્તા* ઉપયોગી થઈ પડશે: શેઠની દ્રાક્ષની વાડીમાં મોકલાએલા મજૂરોએ એમ માની લીધું કે વાડી આપણી પોતાની જ છે; સાચા મજૂરો પોતાને મજૂર જ સમજે, અને શેઠના હુકમ પ્રમાણે વર્તે.

---

* 'દ્રાક્ષની વાડીની વાર્તા,'—સેંટ લ્યૂક, ૨૦, ૯-૧૮.

# વિભાગ બીજો

## પાપ વિષે

### ૧૨. સાચા જીવનમાં મનુષ્યને પડતા અન્તરાયો

૫૧. જીવનનો હેતુ સફળ કરવાને મનુષ્યે પોતાના અન્તરમાં પ્રેમની વૃદ્ધિ કર્યા કરવી જોઈએ, અને એ પ્રેમને જગતમાં પ્રગટ કરવો જોઈએ,— પ્રભુનું કાર્ય સાધવાને અર્થે પ્રેમની વૃદ્ધિ તથા તેનું જગતમાં પ્રાકટ્ય અત્યાવશ્યક છે. પરન્તુ પ્રેમનું પ્રાકટ્ય મનુષ્યે શી રીતે કરવું?

૫૨. પ્રાણીમાત્રના કલ્યાણની ઇચ્છા એ મનુષ્યજીવનનો પાયો છે. મનુષ્યના વ્યકિતજીવનની મર્યાદામાં પ્રેમ રહેલો છે, અને તેથી સ્વાભાવિક રીતે તે મર્યાદા વિસ્તીર્ણ કરવાની તેની વૃત્તિ હોય છે; અર્થાત્ત આન્તર પ્રેમને બહાર પ્રગટ કરવાને અર્થે મનુષ્યે કાંઈ જ કરવાની જરૂર નથી: એ પ્રાકટ્ય આપોઆપ થાય છે. માત્ર તેમાં નડતા અન્તરાયો મનુષ્યે દૂર કરવા જોઈએ. ત્યારે, એ અન્તરાયો ક્યાં ભરાયા છે?

૫૩. પ્રેમના પ્રાકટ્યમાં વિરોધ કરનાર અન્તરાયો મનુષ્યના દેહમાં છે, પોતે બીજા જીવોથી જુદો છે એ ભાવમાં છે. એટલે કે; મનુષ્યનું જીવન બાળપણથી શરૂ થાય છે, અને તે અવસ્થામાં માત્ર પશુજીવન જ હોય છે; તેથી મોટી વયે પણ, બુદ્ધિ જાગૃત થાય છે છતાં, પોતાનું જ હિત સાધવાની વૃદ્ધિ સર્વાંશે જતી નથી, અને તે કારણે પ્રેમવિહોણાં કૃત્યો કરતાં તે અચકાતો નથી.

## ૧૩. પ્રેમના પ્રાકટ્યમાં નડતા અન્તરાયોનું પ્રયોજન

૫૪. પ્રાણીમાત્રના કલ્યાણની ઇચ્છાના — અર્થાત પ્રેમના—પ્રાકટ્યમાં અન્તરાયો નડે છે, કારણ કે મનુષ્યના જન્મની સાથે જ પ્રેમને પાંખ આપનારી બુદ્ધિ જાગૃત થતી નથી, પરંતુ પશુજીવનની કેટલીક ટેવો પડી ગયા પછી જાગૃત થાય છે. આમ કેમ હશે?

૫૫. મનુષ્યથી પોતાના મનને આ પ્રશ્ન પૂછ્યા વિના રહેવાતું નથી: આધ્યાત્મિક પુરુષ — પ્રેમ — માણસના વ્યક્ત દેહમાં શા માટે પૂરાયો હશે? આનો ઉત્તર વિવિધ ધર્મોએ વિવિધ રીતે આપ્યો છે. કેટલાક નિરાશાવાદી મત પ્રમાણે, મનુષ્યના દેહમાં આધ્યાત્મિક પુરુષનું પૂરાવું એ એક ભૂલ છે, અને એ ભૂલ સુધારવાને માણસે દેહનું દમન કરવું, પશુજીવનનો નાશ કરવો. બીજાં કેટલાક મન્તવ્ય પ્રમાણે, આધ્યાત્મિક પુરુષનું અસ્તિત્વ માની બેસવું એ જ ભૂલ છે, અને એ ભૂલ સુધારવાને દેહ તથા દેહના ધર્મો જ સાચા

છે એમ સમજવું. ઉપરના બેઉ ઉત્તરોથી વિરોધ શમતો નથી; પહેલા ઉત્તરમાં દેહની વાસ્તવિકતા સ્વીકારાતી નથી, બીજામાં આત્માની વાસ્તવિકતાનો સ્વીકાર થતો નથી, એટલું જ. એ વિરોધ માત્ર ખ્રિસ્તી ધર્મોપદેશમાં જ શાન્ત થાય છે.

૫૬. જ્યારે ઇશુખ્રિસ્તને સેતાને સલાહ આપી, કે દેહની સર્વ પાશવ વાસનાઓ તારાથી યથેચ્છ સંતોખી શકાતી ન હોય તો તારે એ દેહનો નાશ કરવો ઘટે; ત્યારે ખ્રિસ્તે ઉત્તર દીધો, કે પ્રભુની ઇચ્છાનો વિરોધ કરવો એ આપણો ધર્મ નથી, કેમકે તેણે જ આપણને જુદે જુદે વ્યક્ત દેહે જગતમાં મોકલ્યા છે, પરંતુ આ વ્યક્ત જીવનમાં જ આપણે એક જ પ્રભુની સેવા ઊઠાવવી એ કર્તવ્ય છે.

૫૭. ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે જીવનવિરોધ ટાળવાને માટે જરૂરનું છે કે મનુષ્યે પોતાના વ્યક્તિજીવનનો નાશ કરવો નહિ, કેમકે દેહ આપનાર પ્રભુની ઇચ્છાનો વિરોધ થાય નહિ; તેમજ વ્યક્ત દેહની પાશવ વાસનાઓને તાબે થવું નહિ, કેમકે મનુષ્યના સાચા અહમ્ રૂપ આધ્યાત્મિક તત્ત્વની વિરુદ્ધ જવાય નહિ; પરંતુ એ સાચા અહમ્‌ના ખોળિયારૂપી આ દેહમાં રહીને મારે એક પ્રભુની સેવા ઊઠાવવી જરૂરની છે.

૫૮. મનુષ્યનો સાચો અહમ્ તે એના જીવનના પાયારૂપ અનન્ત પ્રેમ છે; એ પ્રેમ એનાં હૃદયમાં છે અને સતત વૃદ્ધિ પામવાને મથે છે. વ્યક્ત દેહના પશુજીવનની મર્યાદામાં એ પ્રેમ વસે છે, અને એ મર્યાદારૂપી પિંજરમાંથી મુક્ત થવાને સદૈવ પ્રયત્નશીલ રહે છે.

૫૯. દેહની પાશવતામાંથી આધ્યાત્મિક પુરુષની મુક્તિ, એ આધ્યાત્મિકતાનો આવિર્ભાવ, એ જ પ્રત્યેક મનુષ્યનું તેમજ આખી માનવતાનું સાચું જીવન છે.

૬૦. પ્રત્યેક મનુષ્યમાં તેમજ આખી માનવતામાં રહેલો પ્રેમ બૉઇલરમાં ઠસાઠસ ભરાએલી વરાળ જેવો છે: એ વરાળ વધારે જગા રોકવાનો પ્રયત્ન કરે છે, અને તેમ કરતાં દટ્ટાને હડસેલે છે ને પ્રવૃત્તિ ઉપજાવે છે.

વરાળ પોતાનું કામ કરે તેટલા માટે બૉઇલરની બાજુઓ રૂપી અન્તરાયોની જરૂર છે, તે પ્રમાણે પ્રેમ પોતાની પ્રવૃત્તિ ઉપજાવે તેટલા માટે તેને પણ આ વ્યક્ત દેહની મર્યાદારૂપી અન્તરાયની આવશ્યકતા છે.

## ૧૪. સાચું જીવન જીવવાને માટે આવશ્યક પાપવિમુખતા

૬૧. છેક બચપણમાં, બાલ્યકાળમાં, અને કવચિત તેથી-એ મોટી વયે, મનુષ્ય પશુસમાન જીવન જીવે છે, બીજા કોઈ પ્રકારના જીવનને ઓળખતો નથી; માત્ર પોતાનું જ ભલું કરવાની ઇચ્છાને પ્રભુની ઇચ્છા સમજી તદનુસાર વર્તન રાખે છે.

૬૨. બુદ્ધિની જાગૃતિ થયે મનુષ્ય આધ્યાત્મિક જીવનને જ સાચું જીવન માનતો થાય છે; છતા પોતાની વ્યક્તિ વીસરી શકતો નથી. અને પાશવ જીવનની પડેલી ટેવને લીધે, પોતાનું જ હિત સાધવાના હેતુપુરઃસર, પ્રેમથી વિરોધી વર્તન આદરે છે.

૬૩. આવા વર્તનથી સાચા જીવનનો લાભ મનુષ્યને મળતો નથી, અને પોતે જેને માટે પ્રયત્નશીલ રહે છે તે

સ્વાર્થી જીવનનો હેતુ પણ તેને અપ્રાપ્ય રહે છે; અને એને પરિણામે તે પાપ કરતો થઈ જાય છે. એ પાપને જ અવલંબીને પ્રેમના પ્રાકટ્યમાં નડતા મૂલગત અન્તરાયો રહેલા છે.

૬૪. એ અન્તરાયોમાં બળ આવતું જાય છે, કેમકે પાપાચરણમાં પડેલા આગલી પેઢીના મનુષ્યો પોતાના વર્તનની ટેવો અને રીતો ભાવી પ્રજાને વારસામાં આપતા જાય છે.

૬૫. આમ પ્રત્યેક મનુષ્ય બાળપણમાં સ્વાર્થમય જીવનની પડેલી ટેવને બળે, તથા વંશપરંપરાથી વડવાઓએ વારસામાં આપેલી ટેવોને જોરે, હમેશાં પાપાભિમુખ રહે છે; અને તેથી પ્રેમનું પ્રાકટ્ય થવામાં નડતર ઊભાં થાય છે.

## ૧૫. પાપના ત્રણ પ્રકાર

૬૬. પ્રેમને નડતરરૂપ પાપના ત્રણ પ્રકાર છે: (क) સદેહ મનુષ્યની સ્વહિત સાધવાની અનુચ્છેદ્ય વૃત્તિમાંથી નીપજતાં પાપ,— મૂલગત, સ્વાભાવિક પાપ; (ख) મનુષ્યોનું વ્યકિતગત હિત સાધતી માનવી સંસ્થાઓ ને રિવાજોમાંથી નીપજતાં પાપ,—પરંપરાગત, સામાજિક પાપ; અને (ग) સ્વહિતની સિદ્ધિ તરફ વધુ અને વધુ ધસતી મનુષ્યની વ્યક્તિમાંથી નીપજતાં પાપ,—અંગત, ઊભાં કરેલાં પાપ.

૬૭. મૂલગત પાપનું કારણ એ છે, કે મનુષ્ય પોતાના વ્યક્તિગત પાશવ હિતના રક્ષણ ને વર્ધનમાં જ સાચું સુખ છે એમ માની બેઠો છે. વ્યક્તિગત પાશવ હિતની

વૃદ્ધિને અર્થે આદરેલી પ્રત્યેક પ્રવૃત્તિ આ પ્રકારનું મૂલગત પાપ છે.

૬૮. પરંપરાગત પાપ વડવાઓએ સ્થાપેલી અને હાલમાં ચાલતી અનેક રીતિઓમાંથી વ્યક્તિગત સુખની વૃદ્ધિ કરવામાં રહેલાં છે. અમુક વ્યક્તિના હિત માટે ઊભી કરેલી સંસ્થાઓ ને રિવાજો દ્વારા થતી પ્રત્યેક પ્રવૃત્તિ આ પ્રકારનું પરંપરાગત પાપ છે.

૬૯. અંગત અને ઊભાં કરેલાં પાપ વ્યકિતગત સુખની વૃદ્ધિ કરવાને અર્થે, પરંપરાપ્રાપ્ત રીતિઓ ઉપરાંત, નવા નવા ઉપાયો યોજવામાં રહેલાં છે. વ્યકિતના હિત માટે યોજાયેલો પ્રત્યેક નવો ઉપાય આ પ્રકારનું અંગત પાપ છે.

## ૧૬. એ પાપોનું વર્ગીકરણ

૭૦. મનુષ્યના આન્તર પ્રેમને બહાર પ્રગટ થવામાં નડતાં પાપ ૭ છે.

૭૧. તૃષ્ણારૂપી પાપ*,—હાજતોને સંતોષતાં પોતાને માટે મોજમઝાની તૈયારી કરવી તે.

૭૨. આળસરૂપી પાપ,—હાજતોને સંતોષવા માટેની આવશ્યક મજૂરીમાંથી છટકી જવું તે.

૭૩. લોભરૂપી પાપ,—ભવિષ્યમાં હાજતો પૂરી પાડવાને માટે પહેલેથી તૈયારી કરી રાખવી તે.

---

* સરખાવો—तृष्णा न जीर्णा वयमेव जीर्णाः । भर्तृहरिः

૭૪. સત્તામોહરૂપી પાપ,—પોતાના જેવા મનુષ્યને પોતાને આધીન રાખવો તે.

૭૫. સંભોગરૂપી પાપ‡,—કામોપભોગ કરતાં પોતાને માટે ભોગવિલાસની તૈયારી કરવી તે.

૭૬. આવેશરૂપી પાપ,—પોતાના શારીરિક અને માનસિક બળમાં કૃત્રિમ આવેશ લાવવો તે.

## ૧૭. તૃષ્ણારૂપી પાપ

૭૭. માણસને પોતાની શારીરિક હાજતો સંતોષવી પડે છે, અને મૂઢ દશામાં તો કોઈ પશુની પેઠે તે પોતાની હાજતો સંપૂર્ણપણે સંતોષે છે, તેમાં જરાએ ઊણપ આવવા દેતો નથી, તેમ અતિશયતા પણ કરતો નથી. આ હાજતો પૂરી પાડવામાં એને સ્વહિત ભાસે છે.

૭૮. પરંતુ બુદ્ધિ જાગૃત થયા પછી માણસને પ્રથમ એમ લાગે છે કે પોતાની વ્યક્તિનું હિત એ હાજતો પૂરી પાડવામાં રહેલું છે, અને એ હાજતો પૂરી પાડતાં તેમાંથી એ વધુ વધુ મઝા લેવાના ઉપાયો શોધે છે, હાજતો આનન્દથી પૂરી પાડવાને માટે આગલી પેઢીઓના માણસોએ શોધેલા ઉપાયો દૃઢ કરતો જાય છે, અને એથી વિશેષ આનન્દથી સુખોપભોગ થાય તેટલા સારૂ નવા નવા ઉપાયો નીપજાવી કાઢે છે. આમાં તૃષ્ણારૂપી પાપ રહેલું છે.

‡ સરખાવો—न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा । भर्तृहरिः

૭૯. ભૂખ ન હોવા છતાં માણસ ખાય, ઠંડીથી બચવાના હેતુ સિવાય પુષ્કળ કપડાં પહેરે, અથવા ખરાબ ઋતુમાં આશ્રય લેવાના હેતુ વગર ઘર બાંધે, અર્થાત હાજતોની તૃપ્તિમાંથી વધુ વધુ મઝા લેવા ખાતર એ બધું કરે, ત્યારે તે તૃષ્ણારૂપી મૂલગત પાપમાં પડે છે.

૮૦. પરંતુ માણસ અન્ન, જળ, વસ્ત્ર, તથા ગૃહની છોળમાં જન્મે ને ઊછરે, અને એ ટેવો ચાલુ રાખી પુષ્કળતાનો ઉપયોગ કર્યે જાય, ત્યારે તે તૃષ્ણારૂપી પરંપરાગત પાપમાં પડે છે.

૮૧. અને વૈભવમાં રહેતો માણસ હાજતો સંતોષવાને માટે નવા નવા, રુચિકર, અને પાડોશીઓને દુર્લભ એવા ઉપાયો શોધે, અર્થાત પહેલાંનાં સાદા અન્નજળને સ્થાને નવાં ને સુરુચિકર ખાનપાન દાખલ કરે, પહેલાંનાં દેહ ઢાંકતાં લુગડાંને સ્થાને નવાં સુશોભિત વસ્ત્ર વસાવે, પહેલાંના સાદા નાના ઘરને ઠેકાણે નવો ને અભિનવ શણગારવાળો આવાસ બંધાવે, વગેરે, વગેરે કરે, ત્યારે તે તૃષ્ણારૂપી અંગત પાપમાં પડે છે.

૮૨. તૃષ્ણારૂપી પાપ, મૂલગત, પરંપરાગત, કે અંગત સ્વરૂપમાં, આ પ્રમાણે થયું ગણાય: પોતાની હાજતો પૂરી પાડતાં વ્યક્તિગત સુખ સાધવાના પ્રયાસ વડે મનુષ્ય, એ હાજતો વધારી મૂકીને, પોતાના હૃદયમાં નવા આધ્યાત્મિક જીવનને પ્રગટ થતું રોકે છે.

૮૩. વળી, આવા વર્તનથી માણસનો ધારેલો હેતુ પણ પાર પડતો નથી; કેમકે હાજતો વધારવાની પ્રત્યેક પ્રવૃત્તિથી

તૃષ્ણાની શાન્તિ* દૂર ભાગતી જાય છે, અને ઉપભોગનો આનન્દ પણ ઓછો થઈ જાય છે. જેમ વધુ વધુ પાણી પિવાય તેમ તરસ ઓછી છીપે, અને જેમ વધારે લિજ્જતદાર ખોરાક ખવાય તેમ ખાવાનો આનન્દ ઓછો પડે. એ જ નિયમ શરીરની બીજી બધી હાજતો પૂરી પાડતાં પ્રવર્તે છે.

## ૧૮. આળસરૂપી પાપ

૮૪. માણસે પશુની જેમ, પોતાનું બળ વાપરવું જ જોઈએ. હાજતો પૂરી પાડવાને જરૂરની વસ્તુઓ બનાવવામાં એ બળ વપરાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે મજૂરી કર્યા પછી માણસને, પશુની જેમ, આરામની જરૂર પડે છે.

૮૫. મૂઢ દશામાં માણસ જીવનને માટે જરૂરી ચીજો બનાવતાં, પશુની પેઠે, વારાફરતી મહેનત કરે છે અને આરામ લે છે; એ સ્વાભાવિક આરામમાં એને સ્વહિત દીસે છે.

૮૬. પરંતુ બુદ્ધિ જાગૃત થયા પછી માણસ મહેનત ને આરામને જુદાં ગણતો થાય છે, અને આરામ વધારે સુખકર લાગવાથી મહેનત ઓછી કરવાનો ને આરામ વધારવાનો યત્ન કરે છે; અને તેમ કરતાં બળથી કે છળથી બીજાઓ પાસે પોતાનું કામ કરાવી લે છે. આમાં આળસરૂપી પાપ રહેલું છે.

---

* સરખાવો—न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥
महाभारत

૮૭. પોતે કામ કરવાને શક્તિમાન હોવાં છતાં બીજાઓને મજૂરીએ રોકી પોતે આરામ લે, ત્યારે માણસ આળસરૂપી મૂલગત પાપ કરે છે.

૮૮. પરંતુ બીજાઓની મજૂરીનો પોતે લાભ ઉઠાવે અને પોતાને જરાપણ મહેનત કરવાની જરૂર ન પડે તેવી સ્થિતિમા માણસ જન્મ્યો હોય ને ઊછર્યો હોય, તેમજ પરિસ્થિતિ કાયમ રાખી પોતે કામ ન કરે ને બીજાની મહેનતનો લાભ લીધા કરે, ત્યારે માણસ આળસરૂપી પરંપરાગત પાપમાં પડે છે.

૮૯. અને જાતમહેનત નહિ કરનારા તથા બીજાની મહેનતનો લાભ લેવાની ટેવવાળા સમાજમાં જન્મીને ને વસીને, માણસ જે શારીરિક મહેનતનાં કામ પહેલાં જાતે કરતો હતો તેમાંથી છટકવાના ઉપાય યોજે, અને એ કામનો બોજો બીજાને માથે નાખે. અર્થાત્ પોતાનાં લુગડાં પોતે ધોનાર માણસ બીજા પાસે ધોવડાવે અથવા જાતે કાગળો લખનાર, જાતે ચોપડા લખનાર, ને પોતાના કામની જાતે દેખરેખ રાખનાર માણસ એ બધું બીજા કને કરાવે, અને પોતાની ફુરસદનો વખત આરામમાં કે મોજમઝામા ગાળે, ત્યારે તે આળસરૂપી અંગત પાપમાં પડે છે.

૯૦. દરેક માણસ દરેક કામ જાતે ન કરી શકે, અને શ્રમવિભાગથી ઘણી વેળા કામ સહેલું ને સરસ થાય છે, એ વાત સાચી છે; છતાં સામાન્યતઃ શ્રમમાંથી છટકી જવાની કે કઠણ કામને બદલે સહેલું ઉપાડી લેવાની યોગ્યતા તેથી સાબિત થતી નથી. જ્યારે જ્યારે માણસ બીજા પાસે કામ કરાવે, ત્યારે ત્યારે તેણે પોતે પણ તેમાં પોતાનો ફાળો આપવો

જોઈએ; નહિ કે પોતાની મહેનત ઓછી કરી નાખવી કે બિલકુલ તેમાંથી મુક્ત થઈ જવું.

૯૧. આળસરૂપી પાપ, મૂલગત, પરંપરાગત, કે અંગત સ્વરૂપમાં, આ પ્રમાણે થાય છે: પોતે કામ કરતો બંધ થઈ જઈને અને બીજાની મહેનતનો લાભ લેતો થઈને માણસ કુદરતી રીતે પોતે જે કરવું જોઈએ તેથી વિરુદ્ધ વર્તન કરે છે, કારણ કે સેવાની પ્રવૃત્તિદ્વારા જ સાચું કલ્યાણ સધાય છે.

૯૨. વળી, આવા વર્તનથી માણસનો ધારેલો હેતુ પણ પાર પડતો નથી, કેમકે આરામનો આનન્દ કામ કર્યા પછી જ મળે છે. અને જેમ કામ ઓછું, તેમ આરામના આનન્દ પણ ઓછા.

## ૧૯. લોભરૂપી પાપ

૯૩. જગતમાં મનુષ્યની એવી સ્થિતિ છે, કે પ્રાણીમાત્રની જેમ જે સામાન્ય નિયમોને તેણે આધીન રહેવું જોઈએ તે નિયમો થકી જ તેનો દેહ નિઃસંદેહ નભે છે. પ્રેરણાને વશ વર્તીને તેણે મહેનત કરવી જોઈએ, અને એ મહેનતના પરિણામે પોતાની હાજતો પૂરી પાડવી જોઈએ; એમાંથી હમેશાં તેનો દેહ ટકી રહેશે, અને વળી શિલીકમાં કાંઈક રહેશે. મનુષ્ય સમાજમાં વસનારું પ્રાણી છે, અને તેના ઉદ્યોગનાં ફળ સમાજમાં એટલાં બધાં જમા થાય છે, કે લોભરૂપી પાપ ન હોય, તો દરેક અશક્ત માણસને પોતાની હાજતો પૂરી પાડવા જેટલું હમેશાં મળી રહે. બાઇબલમાં કહ્યું છે, કે કાલની

ચિન્તા ન કરવી, ને પંખીઓની જેમ રહેવું,* તે રૂપક નથી, પણ પ્રત્યેક પ્રાણીસમાજમાં પ્રવર્તતા નિયમનું કથનમાત્ર છે. કુરાને શરીફમાં પણ એવું જ કહ્યું છે, કે દુનિયામાં એવું એકે પ્રાણી નથી જેનો ખુદા નિભાવ ન કરતો હોય. ×

૯૪. પરંતુ બુદ્ધિની જાગૃતિ થયા પછી પણ મનુષ્ય પોતાના હિતમાં જ જીવનનું સાર્થક્ય છે એમ ધાર્યા કરે છે, અને આ જીવન કાળથી મર્યાદિત છે તેથી પોતાની તેમજ પોતાના કુટુંબની હાજતો ભવિષ્યમાં પૂરી પાડવાને માટે ખાસ બંદોબસ્ત કરવાની કાળજી રાખે છે.

૯૫. પણ પોતાની તેમજ પોતાના કુટુંબની હાજતો ભવિષ્યમાં પૂરી પાડવાને ખાસ બંદોબસ્ત કરવા માટે બીજા લોકો પાસેથી હાજતોની ચીજો, એટલે કે માલમિલકત, દૂર રાખવી જ પડે છે. અને તેથી માલમિલકતની પ્રાપ્તિ, સ્થિતિ ને વૃદ્ધિને અર્થે મનુષ્ય પોતાની શક્તિઓ કામે લગાડે છે. આમાં લોભરૂપી પાપ રહેલું છે.

૯૬. આવતી કાલને માટે પોતે રાંધેલો કે મેળવેલો ખોરાક, કે વસ્ત્ર, કે શિયાળા માટે રાખેલી ગાય,—એ બધું માત્ર પોતાના ને પોતાના કુટુંબના જ ઉપયોગ માટે છે એમ સમજનાર માણસ લોભરૂપી મૂલગત પાપ કરે છે.

૯૭. પરંતુ પૂરા જ્ઞાનવાળો બુદ્ધિમાન મનુષ્ય પોતાનું જીવન ટકાવવામાં નિરુપયોગી વસ્તુઓને પોતાની જ માલિકીની ગણે એવી પરિસ્થિતિમાં મૂકાયો હોય, અને એ

---

* સેંટ મૅથ્યુ, ૬, ૨૬ અને ૩૪.

× ભાગ ૧૨, પ્રકરણ ૧૧, વાક્ય ૬.

વસ્તુએ બીજાના ઉપયોગ માટે છોડી દે નહિ, ત્યારે તે લોભરૂપી પરંપરાગત પાપમાં પડે છે.

૯૮. અને ભવિષ્યમાં પોતાની તથા કુટુંબની હાજતો પૂરી પડી શકે એટલી મિલકતવાળો મનુષ્ય જીવન નિભાવવાને બિનજરૂરી વધારાની વસ્તુઓનો ધણી હોય, છતાં નવી નવી વસ્તુઓ સંપાડ્યા કરે, અને બીજાઓને તે વાપરવા ન દે, ત્યારે તે લોભરૂપી અંગત પાપમાં પડે છે.

૯૯. લોભરૂપી પાપ, મૂલગત, પરંપરાગત, કે અંગત સ્વરૂપમાં, આ પ્રમાણે થાય છે: ભવિષ્યમાં પોતાનું જ ભલું સધાય એ હેતુથી મિલકત સંપાડવામાં અને તેનો ઉપયોગ બીજાને ન કરવા દેવામાં માણસ કુદરતી રીતે પોતે જે કરવું જોઈએ તેથી વિરુદ્ધ વર્તન કરે છે; માણસોની સેવા કરવાને બદલે તેમને જરૂરની ચીજો તે પોતે રાખે છે.

૧૦૦. વળી, આવા વર્તનથી માણસનો ધારેલો હેતુ કદી પાર પડતો નથી, કારણ કે ભાવિ માણસના હાથમાં નથી, ને મૃત્યુ ગમે તે ઘડીએ આવી પહોંચે છે. માટે અજ્ઞાત, અને કદાચ અવિજ્ઞેય, ભાવિ માટે ખોટા વ્યય કરીને તે ભુલાવામાં પડે છે એ સ્પષ્ટ છે.

## ૨૦. સત્તામોહરૂપી પાપ

૧૦૧. પશુની પેઠે મનુષ્ય પણ એવી સ્થિતિમાં મૂકાએલો છે, કે પોતાની હાજતો પૂરી પાડવાની પ્રત્યેક પ્રવૃત્તિમાં બીજાઓ જોડે તેને કલહમાં ઊતરવું પડે છે.

૧૦૨. માણસનું પશુજીવન નભવામાં બીજાઓનું અહિત રહેલું છે. કલહ એ પશુજીવનનો સ્વાભાવિક ધર્મ અને નિયમ છે. અને બુદ્ધિની જાગૃતિ પૂર્વેનું મનુષ્યનું પશુજીવન એ કલહમાં હિત પેખે છે.

૧૦૩. પરંતુ બુદ્ધિ જાગૃત થાય છે ત્યારે મનુષ્યને એ જાગૃતિના આરંભકાળમાં એમ લાગે છે, કે જેટલાં બને તેટલાં પ્રાણીઓને જીતીને સ્વાધીન કરવાથી પોતાના હિતની વૃદ્ધિ થાય છે, અને માણસો તેમજ પશુઓને વશ કરવામાં તે પોતાનું બળ વાપરે છે. આમાં સત્તામોહરૂપી પાપ રહેલું છે.

૧૦૪. પોતાનું અંગત હિત સાચવવાને મનુષ્યને કલહમાં ઊતરવાની જરૂર પડે, અને પોતાને પરાધીન કરવા મથતાં માણસોની સાથે તેને ઝઘડવું પડે, ત્યારે તે સત્તામોહ-રૂપી મૂલગત પાપ કરે છે.

૧૦૫. પણ રાજા, અમીર, વહેપારી કે ધનિક ખેડૂતને ત્યાં જન્મ લેઈ સત્તાની અમુક પરિસ્થિતિમાં ઊછરેલો માણસ એ સ્થિતિ કાયમ રાખે, અને પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવાને સદૈવ આવશ્યક, છતાં ક્વચિત ક્વચિત બહુ સૂક્ષ્મ, એવો એ કલહ છોડે નહિ, ત્યારે તે સત્તામોહ-રૂપી પરંપરાગત પાપમાં પડે છે.

૧૦૬. અને કલહની અમુક સતત પરિસ્થિતિમાં હોઈ, પોતાનો સ્વાર્થ ને પોતાની સત્તા વધારવાની ઇચ્છાથી, માણસો તેમજ બીજાં પ્રાણીઓ જોડે નવા નવા કલહ મનુષ્ય ઊભા કરે, અર્થાત પાડોશીની જમીન કે મિલકત લઈ લેવા તેના પર હુમલો કરે. અથવા અમુક હક, સનદ, કે પદવી પ્રાપ્ત

કરીને સમાજમાં ચઢિયાતો દરજ્જો ભોગવવાનો યત્ન કરે, અથવા પોતાની માલમતા વધારવાની તૃષ્ણાથી પોતાના સમોવડીઆ કાર્યકર્તાઓ સાથે રસાકસીમાં પડે, અથવા બીજી પ્રજાઓ સાથે ઝઘડામાં પડે, ત્યારે તે સત્તામોહરૂપી અંગત પાપ કરે છે.

૧૦૭. સત્તામોહરૂપી પાપ, મૂળગત, પરંપરાગત, કે અંગત સ્વરૂપમાં, આ પ્રમાણે થાય છે: કલહદ્વારા પોતાનું વ્યક્તિગત હિત સાધવાને મનુષ્ય પોતાનું બળ વાપરે છે, અને તેમ કરતાં તે સાચા જીવનનું પ્રત્યક્ષ વિરોધી કાર્ય કરે છે. આંતર પ્રેમ વધારવાને બદલે, એટલે બીજાં પ્રાણીઓથી પોતાને જુદા પાડનારા અન્તરાયોને ઉચ્છેદવાને બદલે, તેમને ઉલટા વધારી મૂકે છે.

૧૦૮. વળી, માણસો ને પ્રાણીઓ સાથે કલહમાં ઊતરવાથી માણસને ધાર્યા કરતાં ઉલટું જ ફળ મળે છે. કલહમાં ઊતર્યાથી બીજાં પ્રાણીઓ સામો હુમલો કરશે, અને તેમને વશ કરવા જતાં પોતે પરાધીન થઈ જશે, એવો સંભવ વધે છે. એ કલહમા જેમ વિજય મળતો જાય છે, તેમ માણસને કલહની બેચેની વધારે ભોગવવી પડે છે.

## ૨૧. સંભોગરૂપી પાપ

૧૦૯. પોતાની જાતિ ચાલુ રાખવાની હાજત—સંભોગની હાજત—મનુષ્યના હાડમાં રહેલી છે, અને પશુદશામાં મનુષ્ય

તેને વશ વર્તીને સંભોગ કરે છે, તેમાં જીવનસાર્થક્ય માણે છે, અને એ સાર્થક્યમાં સ્વહિત પેખે છે.

૧૧૦. પરંતુ બુદ્ધિ જાગૃત થયે મનુષ્ય ધારે છે, કે આ હાજત સંતોષવાથી પોતાનું વ્યક્તિગત સુખ વધશે; અને જાતિ ચાલુ રાખવાના હેતુથી નહિ, પણ પોતાના અંગત સુખની વૃદ્ધિને અર્થે, સંભોગ કરે છે. આમાં સંભોગરૂપી પાપ રહેલું છે.

૧૧૧. સંભોગરૂપી પાપ બીજાં બધાં પાપથી જુદા પ્રકારનું છે: બીજાં બધા પાપમાં મૂલગત પાપની પરિપૂર્ણ નિવૃત્તિ અશક્ય છે, માત્ર મૂલગત પાપ થોડુંક ઓછું થઈ શકે છે; ત્યારે સંભોગરૂપી પાપમાં પાપની પરિપૂર્ણ નિવૃત્તિ શક્ય છે. એનું કારણ એ છે કે દેહની હાજતો, અન્ન, વસ્ત્ર, કે ઘર, પૂરેપૂરી નિવારવામાં આવે, તો દેહ નાશ પામે; આરામ, મિલકત, ને જીવનકલહ પણ પૂરેપૂરાં નિવારવામાં આવે, તોએ દેહ નાશ પામે; પરંતુ સંભોગની નિવૃત્તિ થયે, એક વા અનેક માણસોના બ્રહ્મચર્ય થકી, સંભોગથી અભિવૃદ્ધિ પામતી મનુષ્યજાતિનો ઉચ્છેદ થશે નહિ; કારણ કે એક કે થોડાંક કે પુષ્કળ માણસો સંભોગથી સંપૂર્ણપણે નિવૃત્ત થઈ જાય, તોપણ મનુષ્યજાતિ નિર્વંશ થતી નથી. આવી રીતે સંભોગની તૃપ્તિ મનુષ્યમાત્રને માથે ફરજિયાત નથી: પ્રત્યેક મનુષ્યવ્યક્તિને આ હાજતમાંથી સંપૂર્ણ મુક્તિનો સંભવ પ્રાપ્ત થાય છે.

૧૧૨. મનુષ્યના મોં આગળ પ્રભુસેવાના જાણે બે માર્ગ ખડા થાય છે: (૧) લગ્નજીવન અને તેનાં પરિણામથી વિમુક્ત રહી, પ્રભુની ઇચ્છાને વશ વર્તી, જગતનાં સર્વ કર્તવ્યો

જીવનભર કર્યે જવાં; અથવા (૨) પોતાની નિર્બળતા સ્વીકારી લઈ, લગ્નજીવનમાં જોડાઈ, છોકરાં ઉત્પન્ન કરી, પાળીપોષી, ઊછેરીને પોતાનાં અધુરાં કર્તવ્યો તેઓ પૂરાં કરશે એવી આશાએ તેમને સોંપી જવાં.

૧૧૩. બીજી બધી હાજતોથી જુદી પડતી સંભોગની હાજતની આ વિશિષ્ટતાને લીધે, પૂર્વોક્ત બે માર્ગમાંથી કયો માર્ગ પસંદ કરાયો છે તેને અનુસરીને, સંભોગરૂપી પાપની બે જુદી કોટિઓ નિષ્પન્ન થાય છે.

૧૧૪. પહેલા માર્ગ પ્રમાણે, બ્રહ્મચર્ય સેવનાર મનુષ્ય પોતાની સર્વ શક્તિ પ્રભુસેવામાં અર્પણ કરતો હોય, ત્યારે પ્રત્યેક સંભોગ, છોકરાં ઉત્પન્ન કરી ઊછેરવાની નેમ હોય તોપણ, સંભોગરૂપી પાપમાં ગણાય; કૌમાર્યવ્રતદ્વારા સેવામાર્ગ ગ્રહણ કરનાર મનુષ્યને માટે શુદ્ધતમ ને પવિત્રતમ લગ્નસંબંધ પણ સંભોગરૂપી મૂલગત પાપ છે.

૧૧૫. છોકરાં પેદા કરી ઊછેરવાની નેમવાળા લગ્નસંબંધમાં રહીને પણ, સંભોગની પ્રત્યેક પુનરાવૃત્તિ કૌમાર્યસેવીને માટે સંભોગરૂપી પરંપરાગત પાપમાં ગણાય; એ પાપમાંથી મુક્તિ મેળવવાને સંભોગ થકી સંપૂર્ણપણે નિવૃત્ત થવું જોઈએ.

૧૧૬. અને લગ્નસંબંધની બહાર સંભોગસુખ માણનાર કૌમાર્યવ્રતીએ સંભોગરૂપી અંગત પાપ ઊભું કર્યું ગણાય.

૧૧૭. બીજા માર્ગ પ્રમાણે, માનવજાતિની વંશવૃદ્ધિ કરીને પ્રભુસેવા સાધનાર મનુષ્ય પ્રજોત્પત્તિના ધ્યેય સિવાયના પ્રત્યેક સંભોગમાં સંભોગરૂપી મૂલગત પાપમાં પડ્યો ગણાય; વેશ્યાવૃત્તિમાં, આકસ્મિક સમાગમોમાં, અને આર્થિક ઘટનાઓને

લીધે, કે પૂર્વસમાગમોને લીધે, કે કામવાસનાને લીધે થએલાં લગ્નોમાં એ ધ્યેય હોતું નથી.

૧૧૮. બાળક ઉત્પન્ન થઈ શકે જ નહિ એવા સંભોગમાં, અથવા પોતાના સમાગમથી પેદા થતાં બાળકોને માબાપ ઉછેરી શકે નહિ કે ઉછેરવાની ઇચ્છા કરે નહિ તેવા દાખલાઓમાં, માનવજાતિની વંશવૃદ્ધિ કરીને પ્રભુસેવા સાધનાર મનુષ્ય સંભોગરૂપી પરંપરાગત પાપમાં પડ્યો ગણાય.

૧૧૯. પરંતું માનવજાતિની વંશવૃદ્ધિ કરીને સેવાનો બીજો માર્ગ ગ્રહણ કરનાર પુરુષ કે સ્ત્રી એક જણની સાથે સહવાસમાં આવ્યા છતાં, પ્રજોત્પત્તિને અર્થે નહિ પણ સંભોગસુખની વૃદ્ધિને અર્થે, અન્યની સાથે સમાગમ કરે, અથવા પ્રજોત્પત્તિ અટકાવવાના ઉપાય યોજે, અથવા સૃષ્ટિક્રમ વિરુદ્ધ દુર્ગુણોમાં રમણ કરે, ત્યારે તે સંભોગરૂપી અંગત પાપ કરે છે.

૧૨૦. નૈષ્ઠિક બ્રહ્મચર્યનું વ્રત લેનાર સંભોગરૂપી પાપ કે ભૂલમાં આ પ્રમાણે પડે છે: ઉચ્ચતર માર્ગે વિહરનાર, પ્રભુસેવામાં પોતાની અખિલ શક્તિ વાપરનાર, અને પરિણામે પ્રેમનો વિસ્તાર કરી અત્યુત્તમ શ્રેય પ્રાપ્ત કરનાર મનુષ્ય જીવનની હીણી ભૂમિકામાં ઊતરી પડે છે, અને એ શ્રેય ગુમાવી બેસે છે.

૧૨૧. વંશવૃદ્ધિ કરી સેવા સાધનાર મનુષ્ય સંભોગરૂપી પાપ કે ભૂલમાં આ પ્રમાણે પડે છે: બાળકો પેદા કરવાના ધર્મથી વંચિત રહીને, અથવા બીજું કાંઈ નહિ તો

કુટુંબસહવાસથી દૂર રહીને, સ્ત્રીપુરુષના સહજીવનનું અનુત્તમ કોટિનું સુખ માણસ હાથે કરીને ખોઈ બેસે છે.

૧૨૨. વળી, સંભોગસુખ વધારવાના પ્રયત્નો કરવાથી બધી હાજતોની તૃપ્તિમાં થાય છે તેમ, માણસ જેટલે અંશે વિષયરસમાં તરબોળ બને, તેટલે અંશે તેની સ્વાભાવિક મઝા ઓછી માણે છે.

## ૨૨. આવેશરૂપી પાપ

૧૨૩. બાહ્ય કારણોને લીધે આવેશભરી સ્થિતિમાં આવવું તે મનુષ્યને, પશુની જેમ, કુદરતી અવસ્થામાં યોગ્ય છે; અને એવી પશુસ્થિતિમાં રહેલાને એ તાત્કાલિક આવેશ ખૂબ રુચે છે.

૧૨૪. પણ બુદ્ધિનું ચેતન આવ્યા પછી માણસ એ આવેશભરી સ્થિતિ ઉપજાવનારાં કારણો તપાસે છે, અને એ આવેશ પોતામાં લાવવાના હેતુપુરઃસર પેલાં કારણોને પુનઃ ઉપજાવી બળવત્તર કરવાનો યત્ન કરે છે; અને એટલા માટે આવેશ પેદા કરનારી ચીજો પોતે બનાવે છે, ખાય છે, કે પીએ છે, અથવા એવી દશા ઉપજાવવાને પરિસ્થિતિ ઊભી કરે છે, અથવા એવાં વિશિષ્ટ જોસભર્યાં હલનચલન કરે છે. આમાં આવેશરૂપી પાપ રહેલું છે.

૧૨૫. આ પાપની વિશિષ્ટતા આ પ્રમાણે છે: બીજાં બધાં પાપ પશુજીવન વધારવાની મનુષ્યની સ્વાભાવિક વૃત્તિને વૃદ્ધિંગત કરીને પોતાના યોગ્ય કર્તવ્યમાંથી ચૈતન્યવાળા

મનુષ્યને માત્ર ભ્રષ્ટ કરે છે, તેના બુદ્ધિવ્યાપારને અશક્ત કે મન્દ કરતાં નથી; પરંતુ આવેશરૂપી પાપ મનોવ્યાપરને નિર્બલ બનાવે છે એટલું જ નહિ, પણ તેનો તાત્કાલિક, અને ઘણી વાર સાર્વકાલિક, વિનાશ કરે છેઃ તેને પરિણામે, ચલમ પીને, દારૂ પીને, કે દરવેશો અને બીજા ધર્માન્ધોની જેમ અમુક ગંભીર પરિસ્થિતિ કે જોસભર્યાં હલનચલન ઉપજાવીને, આવેશમાં આવેલો માણસ એવી દશામાં ઘણી વાર પશુસમાન આચરણ કરે છે એટલું જ નહિ, પણ પશુને ય અયોગ્ય એવાં ઉન્મત્તતા ને ક્રૂરતાભર્યાં પાપાચરણ કરે છે.

૧૨૬. આવેશરૂપી સ્વાભાવિક મૂલગત પાપ આ પ્રમાણે થાય છે: ખાદ્ય કે પેય પદાર્થથી, અથવા ચક્ષુ કે શ્રવણેન્દ્રિયને વિવશ કરનારી પરિસ્થિતિથી, અથવા અમુક હલનચલનથી નીપજતી આવેશભરી દશાની મોજનો સ્વાદ ચાખીને, માણસ એ આવેશ ઉપજાવનારી વસ્તુથી દૂર ભાગતો નથી. જ્યારે માણસ અજાણતાં ને કાંઈ પણ હેતુ વગર ઉશ્કેરાઈ જાય, મિઠાઈ જમે, ચહા કે કાવો પીએ, શરીરને શણગારે કે ઘરને વિભૂષિત કરે, નાચે, કે રમે, ત્યારે તે આવેશરૂપી મૂલગત સ્વાભાવિક પાપ કરે છે.

૧૨૭. પણ તમાકુ, દારૂ કે અફીણની આદતમાં, જાહેર ખાનગી કે ધાર્મિક ગંભીર દશ્યો જોવાની ટેવમાં, અથવા કસરત, નાચ, નમસ્કાર, કૂદકા, વગેરે નાના પ્રકારની હીલચાલો કરવાની ટેવમાં, અર્થાત એવી આવેશભરી ટેવોવાળી પરિસ્થિતિમાં માણસ જન્મ્યો ને ઊછર્યો હોય, અને એ ટેવો ચાલુ રાખે, ત્યારે તે આવેશરૂપી પરંપરાગત પાપ કરે છે.

૧૨૮. અને અવારનવાર આવેશ ઉપજાવનારી ટેવમાં ઊછરેલો અને તેમાં હેવાઈ ગએલો માણસ બીજાના અનુકરણથી કે પોતાની બુદ્ધિશક્તિથી આવેશની નવી નવી રીતો દાખલ કરે, ઉદાહરણ તરીકે તમાકુને બદલે અફીણનો હુક્કો પીએ, દારૂ છોડીને વ્હિસ્કી પીવા માંડે, ચિત્રા, નાચ, રોશની, સંગીતની અપૂર્વ જોમભરી અસરવાળા નવા આનન્દોત્સવો યોજે, અથવા કસરતો, બાઇસિકલની સવારી, વગેરેની જોસભરી શારીરિક હીલચાલોમાં નવી નવી પદ્ધતિઓ નીપજાવે, ત્યારે તે આવેશરૂપી અંગત પાપમા પડે છે.

૧૨૯. આવેશરૂપી પાપ, મૂલગત, પરંપરાપત, કે અંગત સ્વરૂપમાં, આ પ્રમાણે થાય છેઃ સાચા જીવનની સાર્થકતા પ્રગટ કરનાર ચૈતન્યને મન્દ કરનારાં બધાં નડતરો ધ્યાનપૂર્વક દૂર કરવામાં પોતાની સર્વ શકિત એકાગ્ર કરવાને બદલે, માણસ ઉલટો આવેશનાં બાહ્ય સાધનોથી એ ચૈતન્યને નિર્બળ કરી દબાવી દેવાનો યત્ન કરે છે.

૧૩૦. વળી, આવા વર્તનથી માણસને ધાર્યા કરતાં ઉલટું ફળ મળે છે. બાહ્ય સાધનથી ઉપજાવેલો આવેશ આવેશની પ્રત્યેક નવી પદ્ધતિથી નબળો પડતો જાય છે; અને આરોગ્યઘાતક નવી નવી પદ્ધતિઓ વધુ જોસભરી થતી જાય છે, તેમ આવેશની શકિત વધુ વધુ ક્ષીણ થાય છે.

## ૨૩. પાપનાં પરિણામ

૧૩૧. પ્રેમના પ્રાકટ્યમાં પાપ અન્તરાયરૂપ બને છે.

૧૩૨. પરંતુ પ્રેમના પ્રાકટ્યમાં પાપ અન્તરાયરૂપ બને છે એટલું જ નહિ, પણ માણસને માથે તેથી ખૂબ મોટી આપદાઓ આવી પડે છે. પાપથી નીપજતી આપદાઓ બે પ્રકારની હોય છેઃ (૧) પાપીને પોતાને વેઠવી પડતી આપદાઓ, (૨) બીજાંઓને વેઠવી પડતી આપદાઓ. પાપીને પોતાને વેઠવી પડતી આપદાઓ આ રહીઃ અતિશય નાજુકાઈ, અતિતૃપ્તિ, થાક, નિરાશા, અભાવ, ચિન્તા, ત્રાસ, વહેમ, ખાર, ઈર્ષા, ક્રોધ, ઝેર, નપુંસકત્વ, અને વિધવિધ પ્રકારના દુઃખદાયક રોગ. બીજાંઓને વેઠવી પડતી આપદાઓ આવી હોય છેઃ ચોરી, લૂંટ, યાતના, હુલ્લડ, ખૂન.

૧૩૩. પાપ થતાં જ ન હોય, તો ન હોય ગરીબાઈ, કે અતિતૃપ્તિ, કે નિર્બળતા, કે ચોરી, કે લૂંટ, કે ખૂન, કે ફાંસી, કે વિગ્રહ.

૧૩૪. તૃષ્ણારૂપી પાપ ન હોય, તો મિલકત વિનાના લોક તંગી ન ભોગવે, એશઆરામ કરનારાઓને થાક ને ભય ન હોય, એશઆરામીઓના મોજશોખના રક્ષણમાં શક્તિનો વ્યર્થ વ્યય ન થાય, ગરીબોની આધ્યાત્મિક શક્તિઓ દૂષિત ન થાય, ગરીબોમાં ઈર્ષા ને દ્વેષ ઉપજાવનારો અને ધનિકોમા તિરસ્કાર ને ત્રાસ પેદા કરનારો બેઉ વર્ગ વચ્ચેનો છૂપો સતત કલહ પણ ન હોય; અને એ વેર હિંસા, ખૂન, ને ઉથલપાથલનું રૂપ વારંવાર ન લે.

૧૩૫. આળસરૂપી પાપ ન હોય, તો એક પક્ષે કામ કરી કરી લોથપોથ થઈ ગએલા લોકો દીઠામાં ન આવે,

અને બીજે પક્ષે કામને અભાવે ને સતત મોજમઝાથી કદ્રૂપ બની ગએલા લોકો પણ નજરે ન ચઢે; અતિતૃપ્ત ને ભૂખ્યા, આળસુ ને કામથી જર્જરિત, એવા વેરઝેરથી ભરેલા મનુષ્યોના બે વર્ગો ન હોય.

૧૩૬. માલકીરૂપી પાપ ન હોય, તો વસ્તુઓ મેળવવાને અને પોતાની જ પાસે રાખવાને માટે મનુષ્યોનો એક વર્ગ બીજા પ્રત્યે હિંસાનાં આટલાં બધાં કૃત્યો કરે છે તેમાંનું કશું ય ન હોય; ન હોય ચોરી, લૂંટ, દેશનિકાલ, સાદી કે સખત મજૂરીની કેદ, કે ફાંસી.

૧૩૭. સત્તારૂપી પાપ ન હોય, તો પરસ્પરના પરાજયને માટે અને સત્તાના નિર્વાહને માટે થતો માનવી શક્તિનો ગંજાવર દુર્વ્યય ન થાય; વિજેતામાં દર્પ ને મન્દતા ન હોય, અને પરાજિત થએલામાં ખુશામદ, છળ, ને દ્વેષ ન આવે; કુટુંબોમાં, લોકસમૂહોમાં, ને પ્રજાઓમાં વિભાગો ન પડે, અને તેને પરિણામે થતા કજીઆ, તકરાર, ખૂન, ને વિગ્રહ પણ ન ઊભા થાય.

૧૩૮. સંભોગરૂપી પાપ ન હોય, તો સ્ત્રીજાતિને ગુલામી ન વેઠવી પડે, સ્ત્રીઓની તીવ્ર યાતનાઓ બંધ પડે, અને વળી તેમને ન કોઈ વિમાર્ગે ચડાવે, કે ન કોઈ દૂષિત કરે; વહેમને લીધે થતા કજીઆ, તકરાર, ખૂન ન થાય, સ્ત્રીમાત્ર વિષયતૃપ્તિના સાધનની અધોગતિએ ન પહોંચે, વેશ્યાવૃત્તિ ન રહે; સૃષ્ટિવિરુદ્ધના દુર્ગુણો ઊડી જાય; શારીરિક ને આધ્યાત્મિક શકિતઓ નબળી ન પડે, માણસો હાલ સહે છે એવા ભયંકર વ્યાધિઓ ન રહે; રખડતાં સ્ત્રીપુરુષો હડીએ ન ચડે, અને બાળહત્યા નાબુદ થાય.

૧૩૯. તમાકુ, દારૂ, અફીણ, ઉશ્કેરનારાં જોસભર્યાં હલનચલન અને રંગરાગદ્વારા આવેશ ઉત્પન્ન ન કરાતો હોય, તો માણસો પાપથી નબળાં ન બને. વિશેષ કરીને મનુષ્યની આધ્યાત્મિક શક્તિઓ નબળી પડી જવાને કારણે હાલમાં થતા કજીઆ, તકરાર, લૂંટ, બળાત્કાર, ને ખૂનનો એક શતાંશ પણ ન રહે; અનાવશ્યક કાર્યો પાછળ થતો એટલું જ નહિ પણ પ્રત્યક્ષ રીતે હાનિકારક કાર્યો પાછળ થતો મનુષ્યશક્તિનો દુર્વ્યય અટકે; અન્યને જરા ય ઉપયોગી થયા વગર, અને પોતાની જાતને ભારરૂપ બનીને, જીવતર વીતાડનાર મનુષ્યોમાં — ઘણી વાર ઉત્તમ મનુષ્યોમાં — કોઈ જાતની મન્દતા કે વિકૃતિ ન આવે.

# વિભાગ ત્રીજો

## ભૂલથાપ વિષે

### ૨૪. ભૂલથાપ

૧૪૦. પાપ કરનાર જુદી જુદી વ્યક્તિઓને, તેમજ પાપાચરણથી દૂષિત સમાજને, વેઠવાં પડતાં પાપનાં નુકસાનકારક પરિણામો એટલાં તો નરી આંખે દેખાય તેવાં છે, કે તેમાંથી નીપજતી આપદાઓનું ભાન મનુષ્યને અતિ પ્રાચીન સમયથી થએલું છે, અને તેથી તેણે પાપાચરણ વિરુદ્ધ કાયદા ઘડી તેને સજાપાત્ર ઠરાવ્યું છેઃ ચોરી, ખૂન, વ્યભિચાર, બદનક્ષી, દારૂનો નિશો, એ સૌની વિરુદ્ધ કાયદા પડેલા છે, પણ એ કાયદા ને તેની સજા છતાં મનુષ્યે પાપાચરણ છોડ્યું નથી, અને પોતાનાં તથા વહાલા મિત્રોનાં જીવતર બરબાદ કર્યાં છે.

૧૪૧. આનું કારણ એ છે, કે પાપના બચાવ માટે જૂઠી વિચારસરણી ઊભી થએલી છે, તે પરથી એવું

અનુમાન કાઢવામાં આવે છે, કે અમુક ખાસ સંજોગોમાં પાપ ક્ષન્તવ્ય છે એટલું જ નહિ, પણ આવશ્યક છે. આ જૂઠા બચાવનું નામ ભૂલથાપ.

૧૪૨. ગ્રીક ભાષામાં ભૂલથાપ માટે એક શબ્દ છે, તેનો મૂળ અર્થ ફાંદો, ફાંસો થાય છે. ખરેખર, ભૂલથાપ એ ફાંસો જ છે, અને તે હિતકારક જણાવાથી માણસ તેમાં ફસાય છે; અને એકવાર ફસાયો, એટલે વિનાશને પન્થે પળ્યો. એ જ કારણસર બાઇબલમાં કહ્યું છે, કે દુનિયામાં ભૂલથાપ પેસવાની જ; પણ એ ભૂલથાપે દુનિયાનું સત્યાનાશ વળશે, અને જે માણસદ્વારા પેસશે તેનું પણ સત્યાનાશ જશે.

૧૪૩. પાપના જૂઠા બચાવરૂપી આ ભૂલથાપને કારણે જ માણસ પાપાચરણથી વિમુખ થતો નથી. પણ તેમાં વધારે ઊંડા ગરતો જાય છે, અને સૌથી મોટું અનિષ્ટ તો એ છે કે પોતાની નવી પ્રજાને તેમા કેળવતો જાય છે.

## ૨૫. ભૂલથાપનું મૂળ

૧૪૪. શારીરિક જન્મની પેઠે મનુષ્યનો આધ્યાત્મિક જન્મ એકાએક થતો નથી, પણ ક્રમશઃ થાય છે: એ આધ્યાત્મિક પ્રગતિ કોઈ વેળા અટકી પડે છે ને પહેલાંનું પશુજીવન પાછું પ્રગટે છે, તો કોઈ વેળા પ્રેમનો આવિર્ભાવ જોરમાં હોય છે; ક્વચિત પ્રભુસેવામાં માણસ તલ્લીન બને છે અને એમાં જ સાચું કલ્યાણ પેખે છે, તો ક્વચિત

વ્યક્તિજીવનમાં ઉથલો ખાય છે અને પોતાનું જ હિત સાધવા જતાં પાપાચરણ કરે છે.

૧૪૫. પાપમાં પડ્યા પછી માણસને સમજાય છે, કે એ પાપાચરણનો અન્તઃકરણની પ્રવૃત્તિ જોડે મેળ બેસતો નથી. પાપાચરણની ઇચ્છામાત્ર હોય છે, ત્યાંસુધી એ મેળનો અભાવ સંપૂર્ણપણે સ્પષ્ટ જણાતો નથી; પરંતુ પાપનું આચરણ થયું કે તરત જ એ અસંગતિ દીવા જેવી દેખાય છે, અને માણસ તેનો નાશ કરવા ઇચ્છે છે.

૧૪૬. એ અસંગતિનો તથા પાપચરણથી ઉપજતી માનસિક સ્થિતિનો નાશ, એ આચરણ તથા એ સ્થિતિના બચાવ માટે બુદ્ધિનો ઉપયોગ કર્યાથી જ થઈ શકે.

૧૪૭. આધ્યાત્મિક જીવનની પ્રવૃત્તિ અને પાપાચરણ એ બેનો વિરોધ ટાળવાને માટે આધ્યાત્મિક જીવનમાં જ એ આચરણ ઉપકારક છે એમ જ સમજાવવું પડે. બરાબર એ જ રીત મનુષ્યો ગ્રહણ કરે છે, અને આ માનસિક પ્રવૃત્તિ એનું જ નામ ભૂલથાપ.

૧૪૮. પાશવ અને આધ્યાત્મિક જીવન વચ્ચેના વિરોધનું ભાન મનુષ્યમાં પ્રગટ થયું ત્યારથી જ, મનુષ્યે પાપ કરવા માંડ્યાં ત્યારથી જ, તેના બચાવ, અર્થાત ભૂલથાપ, શોધાવા લાગી, અને એ પ્રમાણે માણસજાતમાં પાપના એના એ જ બચાવ—અર્થાત ભૂલથાપ—ની પરંપરા સિદ્ધ થઈને ચાલી આવી છે; એટલે પોતાનાં પાપને માટે માણસને નવા બચાવ શોધવા પડતા નથી,—એ તો વડવાઓએ શોધેલા જ છે, એણે તો તૈયાર, સિદ્ધ થઈ ચૂકેલી ભૂલથાપ માત્ર સ્વીકારી લેવાની છે.

## ૨૬. ભૂલથાપનું વર્ગીકરણ

૧૪૯. માણસનું સત્યાનાશ વાળનારી એ ભૂલથાપ પાંચ પ્રકારની હોય છે: અંગત કે તૈયારીની ભૂલથાપ, કૌટુંબિક કે સંતતિના હિતની ભૂલથાપ, કામકાજ કે લાભની ભૂલથાપ, મિત્રતા કે વફાદારીની ભૂલથાપ, રાષ્ટ્ર કે સાર્વજનિક કલ્યાણની ભૂલથાપ.

૧૫૦. અંગત કે તૈયારીની ભૂલથાપ આ પ્રમાણે થાય છે: પાપાચરણ કરતો માણસ એવો બચાવ કરે છે, કે ભવિષ્યમાં સમાજને ઉપકારક થઈ પડે એવી પ્રવૃત્તિને માટે પોતે તૈયારી કરી રહ્યો છે.

૧૫૧. કૌટુંબિક કે સંતતિના હિતની ભૂલથાપ આ પ્રમાણે થાય છે: પાપાચરણ કરતો માણસ એવો બચાવ કરે છે, કે એ બધું મારી સંતતિના હિતને અર્થે જ કરવું પડે છે.

૧૫૨. કામકાજ કે લાભની ભૂલથાપ આ પ્રમાણે થાય છે: પોતે આદરેલા સામાજિક ઉપયોગના કામનો નિર્વાહ કરી તે પાર ઊતારવું જ જોઈએ, એવી આવશ્યકતા દેખાડી માણસ પોતાનાં પાપનો બચાવ કરે છે.

૧૫૩. મિત્રતા કે વફાદારીની ભૂલથાપ આ પ્રમાણે થાય છે: ખાસ અંગત સંબન્ધીઓના હિતને અર્થે પાપાચરણ થયું છે, એમ કહી માણસ તેનો બચાવ કરે છે.

૧૫૪. રાષ્ટ્ર કે સાર્વજનિક કલ્યાણની ભૂલથાપ આ પ્રમાણે થાય છે: ઘણાં માણસોના, આખી પ્રજાના, કે માનવજાતિના હિતને અર્થે પાપાચરણ થયું છે, એવો બચાવ માણસો રજુ કરે છે. ઈશુ ખ્રિસ્તનો વધ કરવો જોઈએ એવો ઘણાં જણના કલ્યાણને નામે આગ્રહ કરનાર કૈઆફસ આ પ્રકારની ભૂલથાપ કરી હતી.

## ૨૭. અંગત કે તૈયારીની ભૂલથાપ

૧૫૫. "મારા જીવનનું સાર્થક્ય પેટની સેવામાં નથી, પણ જનસેવાદ્વારા પ્રભુસેવામાં છે એ હું સમજું છું; પરંતુ જનસેવાની મારી શક્તિ સબળ થાય એ હેતુથી," અંગત ભૂલથાપમાં ફસાએલો માણસ કહે છે, "હું મારી અન્તઃકરણ-પ્રવૃત્તિઓને જરા ચીલાની બહાર દોરી શકું, કેમકે ભવિષ્યમાં સમાજને ઉપકારક નીવડે એવાં કામની સંપૂર્ણ તૈયારીને માટે એમ કરવું જરૂરનું છે; પહેલાં મારે વિદ્યાભ્યાસ કરવો જોઈએ, પહેલાં મારે મારી પરી નોકરી કરી લેવી જોઈએ, પહેલાં મારે મારૂં સ્વાસ્થ્ય સુધારવું જોઈએ, પહેલાં મારે પરણવું જોઈએ, પહેલાં ભવિષ્યને માટે આજીવિકાનું સાધન મેળવી લેવું જોઈએ; એ બધું કર્યા પહેલાં અન્તઃકરણની પ્રવૃત્તિઓ પ્રમાણે પૂરેપુરૂં આચરણ મારાથી બને નહિ; અને એ બધું પૂરૂં થતાં વાંત હું અન્તઃકરણની પ્રવૃત્તિ પ્રમાણે બરાબર વર્તવાનો આરંભ કરી દઈશ."

૧૫૬. સાચી જનસેવાને માટે, અને તેના પરિણામરૂપ પ્રેમના પ્રાકટ્યને માટે, પ્રથમ પેટની સેવા કરી લેવાની જરૂર સ્વીકારી, એટલે મનુષ્ય તૃષ્ણા, આળસ, મિલકત, સત્તા, આવેશ, અને વ્યભિચાર સુદ્ધાં સર્વ પાપાચરણ કરીને પોતાનું સુખ સાધે છે; અને એ પાપાચરણ બહુ મહત્ત્વનાં નથી એમ સમજે છે, કેમકે એ માત્ર થોડા વખતને માટે છે, માત્ર પૂર જોસમાં જનસેવા કરવાને માટે પોતે પોતાનાં બધાં બળ અજમાવી તૈયારી કરી રહ્યો છે ત્યાં સુધીને માટે જ છે.

૧૫૭. માણસે પોતાનું વ્યક્તિગત સુખ સાધવા માંડ્યું, એટલે તે કાયમ રહે, વૃદ્ધિ પામે, ને બરાબર સોળે કળાએ ખીલે એવા યત્ન તે આદરે છે, અને તેમ કરતાં સ્વાભાવિક રીતે તેનો મૂળ હેતુ વીસરી જાય છે; અને પેલી જનસેવા — જે કદી દેખા દેતી જ નથી — તેની તૈયારીમાં ને તૈયારીમાં પોતાનો ઉત્તમ સમય, ને ઘણી વાર તો આખી જિંદગી, વ્યતીત કરે છે.

૧૫૮. દરમિયાન, પેલા શુભ હેતુને માટે પોતે જે પાપાચરણ નભાવી લે છે, તેની વધુ વધુ ટેવ પડતી જાય છે, અને ધારેલી ઉપયોગી જનસેવાને બદલે માણસ આખી જિંદગી પાપમાં જ ગાળે છે, અને પોતાનું જીવન બરબાદ કરી બીજાંનો દ્રોહ કરે છે ને તેમનું અહિત આચરે છે. આમાં તૈયારીરૂપી અંગત ભૂલથાપ રહેલી છે.

## ૨૮. કૌટુંબિક કે સંતતિના કલ્યાણની ભૂલથાપ

૧૫૯. ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી માણસો, ખાસ કરીને સ્ત્રીઓ, એમ માનવાને લલચાય છે, કે બુદ્ધિની જાગૃતિ વડે જે આચરણ થવાં જોઈએ તે સૌનો સમાવેશ પોતાના કુટુંબ ને બાળકો પ્રત્યેના પ્રેમમાં થઈ જાય છે, અને તેથી ગૃહસ્થજીવનમાં કુટુંબની હાજતો પૂરી પાડતાં પાપાચરણ કરવું પડે તો તે ક્ષન્તવ્ય છે.

૧૬૦. આવી વૃત્તિ થયા પછી આવાં માણસો કુટુંબ-સ્નેહને નામે બીજાંઓ પ્રત્યે ન્યાયવર્તન રાખવાનું કોરે મૂકી દે છે એટલું જ નહિ, પણ પોતાનાં કૃત્ય વાજબી છે એવી ખાતરીને લીધે પોતાનાં બાળકોનું હિત સાધતાં બીજાં પ્રત્યે મોટામાં મોટી ક્રૂરતાઓ આચરે છે.

૧૬૧. "મારે પત્ની ન હોત, મારે પતિ ન હોત, મારે બાળક ન હોત," આ ભૂલથાપમાં પડેલા લોકો કહે છે, "તો મારૂં જીવન જુદા જ પ્રકારનું હોત, આવાં પાપ મારે હાથે થાત નહિ; પરંતુ હવે આ છોકરાં ઊછેરવાં છે, એટલે કાંઈ છૂટકો છે? મારૂં જીવન હું પલટાવી નાંખું, પાપાચરણ બિલકુલ કરૂં નહિ, તો માનવજાતિનો વંશવેલો વધે નહિ."

૧૬૨. અને, આવા વિચાર પર ઊતરીને, તે મનુષ્ય બીજાંઓની મહેનતનો લાભ નિરાંતે ઊઠાવે છે, તેમનાં જીવતર બગડે તોપણ તેમની પાસે મજૂરી કરાવે છે, બીજાની જમીન પચાવી પડે છે, અને — ઊડીને આંખે વળગે એવો દાખલો લઈએ તો — પોતાના બાળકને પોષવા માટે ધાવના બાળકને દૂધ વગરનું કરી મૂકે છે; અને એ બધામાં એને પોતાના

પાપનું દર્શન થતું જ નથી. આમાં કૌટુંબિક કે સંતતિના હિતની ભૂલથાપ રહેલી છે.

### ૨૯. કામકાજની ભૂલથાપ

૧૬૩. પોતાની પ્રકૃતિના ધર્મ પ્રમાણે માણસે પોતાની માનસિક અને શારીરિક શક્તિઓ વાપર્યે જ છૂટકો, અને એ વપરાટને સારૂ માણસ કાંઇક કામ શોધી કાઢે છે.

૧૬૪. પરંતુ પ્રત્યેક કામની સફળતાને માટે અમુક વખતે અમુક કાર્યો કરવાં જ જોઈએ, નહિ તો તે સામાજિક ઉપયોગનું કામ વણસે છે, અને તેથી કોઈ ને કાંઈ લાભ થતો નથી.

૧૬૫. “ ખેતરમાં બી વાવ્યા પછી મારે તેની ખેડ પૂરી કરવી જોઈએ; નહિ તો બી અને વાવવાની મહેનત વ્યર્થ જશે, અને તેમાંથી કોઈને કંઈ લાભ થશે નહિ. મારે અમુક કામ અમુક વખત સુધીમાં પૂરૂં કરવું જ જોઈએ; નહિ તો ઉપયોગી કામ બિલકુલ નકામું થઈ પડશે. મારૂં કારખાનું ચાલે છે; માણસોને બહુ જરૂરની ચીજો તેમાં બને છે, અને હજારો માણસોને તેમાંથી રોજી મળે છે; હું કારખાનું બંધ રાખું, તો તે ચીજો નહિ બને, અને લોકોની રોજી તૂટશે,” એમ કહેનાર લોકો આ પ્રકારની ભૂલથાપમાં પડેલા હોય છે.

૧૬૬. અને, આવા વિચાર પર ઊતરીને, માણસ પાડોશીનો બળદ કળાણમાં ઊતરી ગયો છે છતાં પોતાની ખેડ કરવી બંધ રાખતો નથી, દર્દી ખાટલે પડ્યો છે છતાં

એક દિવસ તેની પાસે બેસવાને બદલે પોતે અમુક વખતમાં કરવા ધારેલું કામ કર્યે જ જાય છે, મજૂરોનું આરોગ્ય હરી લેનારૂં પોતાનું કારખાનું બંધ રાખતો નથી એટલું જ નહિ, પણ પોતાના ખેતરની ખેડ પૂરી કરી નાંખવાને પાડોશીના કમનસીબનો લાભ લેવા તૈયાર હોય છે, પોતાનું કામ નિયત સમયમાં પૂરૂં કરી લેવાને દર્દીની સારવારની ઇચ્છાવાળા માણસને ખેંચી લેવા તૈયાર હોય છે, પોતાના કારખાનામાં સારી બનાવટનો માલ ઉત્પન્ન કરવાને કેટલી ય પેઢીઓ સુધી મજૂરોનું આરોગ્ય બગાડવાને તૈયાર હોય છે.

આમા કામકાજ કે લાભની ભૂલથાપ રહેલી છે.

## ૩૦. મંડળના; સંબન્ધની ભૂલથાપ

૧૬૭. આકસ્મિક કે કૃત્રિમ રીતે સરખી પરિસ્થિતિમા રહેલા માણસો અન્ય સર્વ મનુષ્યોથી પોતાના જેવા માણસોને જુદા ગણવાને લલચાય છે, અને એ વિશિષ્ટ પરિસ્થિતિવાળા મનુષ્યોના લાભ જાળવવા ખાતર પોતાની બુદ્ધિને નેવે મૂકવી પડે તો તેમ કરવાને પોતે બંધાએલા છે એમ સમજે છે; અને બીજાઓ કરતાં પોતાનાં માણસોને પહેલો લાભ અપાવે છે એટલું જ નહિ, પણ પોતાના સંબન્ધીઓ પ્રત્યેની વફાદારીમાં કચાશ આવે નહિ એટલા જ ખાતર બીજાઓનું અનિષ્ટ કરે છે.

૧૬૮. "અમુક માણસોએ ખોટું કામ કર્યું એ ઉઘાડું છે, પણ તે" અમારા મંડળના છે, એટલે અમારે તેમનું

કુકૃત્ય ઢાંકવું જોઈએ અને તેનો બચાવ કરવો જોઈએ. મને જે કૃત્ય કરવાનું કહેવામાં આવે છે તે ખરાબ ને મૂર્ખાઈભરેલું છે, પણ મારા બધા સાથીઓ એ કામ કરવાનો નિર્ણય કરી ચૂકયા છે, તેથી મારાથી પાછું પડાય નહિ. બીજાઓને અમુક કામથી દુઃખ ને અનિષ્ટ થાય એવું છે, પરંતુ અમને અને અમારા મંડળને તે અનુકૂળ છે, માટે અમારે એમ કરવું જ જોઈએ."

૧૬૯. આવાં મંડળો નાના પ્રકારનાં હોય છે. બે ખૂની કે ચોરનું આવા પ્રકારનું સહકારી મંડળ ગણાય, કેમકે પોતે આદરેલું કામ પાર પાડવામાં પરસ્પર વફાદારી રાખવી એ તેમના કુકર્મને વખોડનાર અન્તઃકરણ પ્રત્યે વફાદારી રાખવા કરતાં તેમને મન વધારે બન્ધનકારી છે. કેળવણીની સંસ્થાઓના વિદ્યાર્થીઓનું મંડળ, મજૂરોનાં મંડળો, લશ્કરી ટુકડીઓ, પંડિતો, ધર્મગુરુઓ, રાજાઓ, રાષ્ટ્રો,—એ પ્રત્યેક આ જ પ્રકારનો અનિષ્ટ સહકાર સાધે છે.

૧૭૦. એ બધાં માણસો એમ સમજે છે, કે અન્ય સર્વ મનુષ્યો સાથેના વ્યવહારમાં અન્તઃકરણના અવાજ પ્રત્યેની વફાદારી કરતાં પોતાના મંડળની સંસ્થા પ્રત્યેની વફાદારી વધારે બન્ધનકારી છે. આમાં મંડળના સંબન્ધની કે વફાદારીની ભૂલથાપ રહેલી છે.

૧૭૧. આ ભૂલથાપની વિશિષ્ટતા આ પ્રમાણે દર્શાવાય: આવી વફાદારીને નામે અત્યંત જંગલી અને કઠોર કૃત્યો થાય છે, જેમકે ખાસ વિચિત્ર પોશાક પહેરી વેશ કાઢવો અને એ પોશાકને સવિશેષ સાર્થક બનાવવો, દારૂ પીને શરીરમાં વિષ ભરવું, અને વિગ્રહ, દ્વન્દ્વયુદ્ધ, ખૂન, વગેરે

અતિશય નિર્દયતાભર્યાં કૃત્યો અનેક વાર કરવાં; અને આ બધું એક મંડળમાં બીજા મંડળ પ્રત્યે વેરઝેર ઉશ્કેરનાર એ વફાદારીને નામે જ થાય છે.

## ૩૧. રાષ્ટ્રની ભૂલથાપ

૧૭૨. જ્યાં માણસો વસે છે, ત્યાં અમુક પ્રકારની સામાજિક વ્યવસ્થા હોય છે; અને એ વ્યવસ્થામાં, માણસમાં ચૈતન્યનો વિકાસ થાય છે તેમ તેમ, વિશ્વની બધી વસ્તુઓની પેઠે સતત ફેરફારો થયાં કરે છે.

૧૭૩. પરંતુ માણસો, ખાસ કરીને જેમને વર્તમાન વ્યવસ્થા બીજા લોકો કરતાં વધારે લાભદાયી હોય છે તેઓ (અને વર્તમાન વ્યવસ્થા હમેશાં થોડાકને બીજા કરતાં વધારે લાભદાયી હોય છે જ), એમ સમજે છે કે વર્તમાન વ્યવસ્થા બધાંને માટે હિતકારી છે; તેથી એ સાર્વજનિક હિત જાળવી રાખવાને તેઓ થોડાક પ્રત્યે પ્રેમનું વિરોધી વર્તન રાખે છે એટલું જ નહિ, પણ વર્તમાન વ્યવસ્થા ટકી રહે એ હેતુથી મોટામાં મોટા અન્યાયો કરતાં છતાં પોતાનાં કૃત્ય સારાં અને વાજબી સમજે છે.

૧૭૪. મનુષ્યે માલમિલકતનો હક સ્થાપિત કર્યો, અને તેને પરિણામે કેટલાક માણસો જમીનદાર બન્યા છે ને મજૂરીનાં સાધનોવાળા થયા છે, પરંતુ બીજાઓ પાસે એમાંનું કશું નથી. જમીન ને મજૂરીનાં સાધનોની કેટલાક આળસુ માણસોની આ અન્યાયભરી માલકીરૂપી વર્તમાન વ્યવસ્થા

જાળવવી જ જોઈએ એમ ગણાય છે, અને એનો ભંગ કરનાર લોકોને દંડવા કે કેદ કરવા એ વાજબી અને સારું લેખાય છે. એ જ પ્રમાણે, પડોશની પ્રજા કે રાજા આપણા દેશ પર ચડાઈ કરે, આપણને જીતી લે, અને વર્તમાન વ્યવસ્થા રદ કરે કે ફેરવી નાંખે એવા ભયે કરીને, લશ્કર ઊભું કરવામાં મદદ કરવી એટલું જ નહિ, પણ પોતે જાતે બીજા દેશના લોક પર ચડાઈ કરી તેમનો વિનાશ કરવાને તત્પર થવું, એ વાજબી ને સારું ગણાય છે.

૧૭૫. આ ભૂલથાપની વિશિષ્ટતા આવી છે : પૂર્વોક્ત ચાર ભૂલથાપને નામે માણસ પોતાના અંતઃકરણની પ્રવૃત્તિને આડે માર્ગે દોરી વ્યક્તિગત જુદાં જુદાં કુકૃત્યો કરે છે, પરંતુ આ રાષ્ટ્રની ભૂલથાપને નામે ફાંસી ને વિગ્રહ જેવાં અતીવ ભયંકર સામુદાયિક અન્યાયો થાય છે, અને પ્રાચીન સમયની ગુલામગીરી જેવા તથા આધુનિક મજૂરવર્ગને જમીનરહિત રાખવા જેવા બહુજનની વિરુદ્ધ થતા અતિનિર્દય અપરાધોનું સમર્થન કરવામાં આવે છે.

આવા અપરાધો કરવાની જવાબદારી એવી રીતે વહેંચી દેવામાં આવી છે કે કોઈ વ્યક્તિને તેનો ભાર લાગતો નથી; માટે એવી રીતની પદ્ધતિઓ મનુષ્યે યોજી હોત નહિ, તો એવાં દુષ્ટ કૃત્યો થાત નહિ.

૧૭૬. કોઈ વ્યક્તિને જવાબદારીનો ભાર લાગે નહિ એવી વહેંચણીની પદ્ધતિ આ પ્રમાણે થાય છે: પરાધીન માણસોના હિતાર્થે આવા અન્યાયો કરનારી સત્તા જોઈએ જ એમ માણસો સમજે છે; પરંતુ એ સત્તાના

અન્યાયો સાર્વજનિક કલ્યાણના હેતુપુરઃસર પેલા પરાધીન માણસોને સહેવા પડે છે.

૧૭૭. "મજૂરીનું ઉત્પન્ન કબજે લેવાના, દેશનિકાલ, સાદી કે સખત મજૂરીની કેદ, ફાંસી, વિગ્રહ (અર્થાત સામુદાયિક ખૂન) ના હુકમો મારે કાઢવા પડે છે તે માટે હું બહુ દિલગીર છું, પણ જે લોકોએ મને સત્તા સોંપી છે તેમની ઇચ્છાને વશ વર્તીને મારે તેમ કરવું પડે છે," સત્તાધીશ પુરુષ દલીલ કરે છે. "માણસોની મિલકત હું કબજે લઉં, કુટુંબથી તેમને નોખા પાડું, તેમને કેદ કરૂં, દેશનિકાલ કરૂં, ફાંસીએ લટકાવરાવું, બીજી પ્રજાનાં માણસોને હું મારી નાખું, તેમને પાયમાલ કરી દઉં, શહેરનાં સ્ત્રીઓ તથા બાળકો ઉપર બંદૂક ચલાવું, તો એ બધાને માટે હું પોતે જવાબદાર નથી, પરંતુ સાર્વજનિક કલ્યાણને અર્થે જે મહાશક્તિને આધીન રહેવાનું મેં કબૂલ્યું છે તેની ઇચ્છાને જ હું તો માત્ર અનુસરૂં છું."

આમાં રાષ્ટ્રની કે સાર્વજનિક કલ્યાણની ભૂલથાપ રહેલી છે.

## ૩૨. ભૂલથાપનાં પરિણામ

૧૭૮. પાપ એ ટેવનાં (જડતાનાં, પશુવૃત્તિનાં) પરિણામ છે. મનુષ્યમાં બુદ્ધિ જાગૃત થઈ હોય, અને પશુજીવનની મૂર્ખાઈ સમજાતી હોય, તોપણ પૂરપાટ દોડતી પશુવૃત્તિ થંભી શકતી નથી. પશુજીવન મૂર્ખતાભર્યું છે,

જગાય હિતકારક નથી, એમ મનુષ્ય સમજે છે, પરંતુ જૂની ટેવને જોરે પશુજીવનનાં સુખ સપ્રયોજન ને હિતકારી છે એમ પોતાના મનને મનાવવા મથે છે;—અનેકવિધ કૃત્રિમ હાજતોની તૃપ્તિ. સતત આરામ. મિલકતનો વધારો. સત્તા, સ્વચ્છંદ, અને મદ્યપાનને ઉપયોગી સમજી તેની પ્રાપ્તિ પાછળ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે છે.

૧૭૯. પરંતુ પાપની સજા પાપની સાથે જ રહેલી હોય છે: થોડા વખતમાં માણસને લાગી આવે છે કે આ રસ્તે જે સુખ પોતે શોધી રહ્યા છે તે દુર્બળ છે, અને તેથી પાપ હવે મનોહર લાગતું નથી. આ પ્રમાણે, જો પાપના જૂઠા બચાવ—અર્થાત ભૂલથાપ—હોત જ નહિ, તો માણસ પાપમાં પડી રહેત નહિ, અને જેટલી હદ સુધી જગતમાં પાપ થયાં છે તેટલી હદ સુધી થાત નહિ.

૧૮૦. અંગત, કૌટુંબિક, કામકાજની, કે રાષ્ટ્રની ભૂલથાપ હોત જ નહિ, તો કોઈ પણ માણસ, નિષ્ઠુરમાં નિષ્ઠુર માણસ પણ, આસપાસ માણસો તંગીને લીધે ટળવળતાં હોય છતાં અત્યારે ધનિકવર્ગ અઢળક સંપત્તિનો ઉપભોગ કરી રહ્યા છે તેમ કરી શકત નહિ; વૃદ્ધ, છેક નાનાં, કે માંદાં પાસે પોતાને જોઈતી મજૂરી ઘણી વાર પરાણે કરાવીને સાવ એદીપણાની સ્થિતિમાં ધનિકો પોતાનું જીવન હાલ વ્યતીત કરી રહ્યા છે, અને બેઠાં બેઠાં કંટાળો ને થાક ખાઈ રહ્યા છે, તેમ કદી બનત નહિ. મિલકતનો ખોટો બચાવ કરતી ભૂલથાપ ન હોત, તો પોતે વાપરી શકે નહિ એટલી બધી મિલકત હંમેશાં વધાર્યે જ જવામાં માણસો જીવનની સર્વ શક્તિઓ નિરર્થક ને નિષ્પ્રયોજન

રીતે ફ્રેડરી દેત નહિ, અને જે જીવનકલહનાં માઠાં પરિણામ પોતે ભોગવી રહ્યા છે તે કલહનું બીજ બીજાઓનાં મનમાં વાવત નહિ. મંડળના સંબન્ધની ભૂલથાપ ન હોત તો હાલ પ્રવર્તતી દુષ્ટતાનો શતાંશ પણ હોત નહિ: જેનાથી શક્તિ વધે નહિ પણ ઘટે એવા માદક પદાર્થોના સેવનથી શારીરિક તથા માનસિક બળનો નિરર્થક ને સ્પષ્ટ રીતે વિનાશ કરવાને લોકો સમર્થ થાત નહિ.

૧૮૧. મનુષ્યના પાપમાંથી કેટલાંક માણસોની ગરીબાઈ અને મજૂરીદ્વારા નીચોવણી તેમજ બીજાંઓની અતિતૃપ્તિ અને આળસ પેદા થાય છે; પાપમાંથી માલમિલકતની અણસરખી વહેંચણ, જીવનકલહ, કજીઆ, દાવા, સજા, અને વિગ્રહ પેદા થાય છે; પાપમાંથી માણસોના વ્યભિચાર અને પશુમયતારૂપી આફતો પેદા થાય છે; પરંતુ ભૂલથાપમાંથી એ બધાની સિદ્ધિ અને બચાવ પેદા થાય છે,—કેટલાંકની ગરીબાઈ અને નીચોવણી તેમજ બીજાંઓની અતિતૃપ્તિ અને આળસ કાયદેસર ગણાય છે; હિંસા, ખૂન, વિગ્રહ, વ્યભિચાર, અને નિશો કાયદેસર ગણાય છે; અને જે ભયંકર સ્વરૂપ તેઓ હાલ ધારણ કરી રહ્યાં છે, તે પણ ભૂલથાપના અસ્તિત્વને જ આભારી છે.

# વિભાગ ચોથો

## શ્રદ્ધાના આભાસ અને તેમાંથી છૂટકારો

### ૩૩. શ્રદ્ધાના આભાસ

૧૮૨. ભૂલ-થાપનું અસ્તિત્વ જ ન હોત, તો માણસો પાપમાં પડી રહેવાને શક્તિમાન થાત નહિ, કેમકે પ્રત્યેક પાપની સજા તે પાપની સાથે જ વળગેલી હોય છે: પાપ નુકસાનકારક છે એમ આગલી પેઢીના લોકો પોતાની પાછળની પ્રજાને દેખાડી શકત, અને પાછલી પેઢીની પ્રજા પાપની ટેવમાં ફસાયા સિવાય સંસ્કારી બની રહેત.

૧૮૩. પરંતુ મનુષ્યે પોતાની ઈશ્વરદત્ત બુદ્ધિનો ઉપયોગ પાપને શોધી કાઢી તેમાંથી છૂટવાને માટે નહિ, પણ તેનો બચાવ કરવાને માટે, કર્યો છે: અને તેમાંથી ભૂલથાપ પેદા થઈ, અને પાપ કાયદેસર બની જડ ઘાલી બેઠું.

૧૮૪. પણ જાગૃત બુદ્ધિવાળો મનુષ્ય અસત્યને સત્ય તરીકે કેમ સ્વીકારી શકે? મનુષ્યને અસત્ય ન દેખાતાં સત્યસ્વરૂપે ભાસે, તો તેની બુદ્ધિ વિકૃત થએલી હોવી જ જોઈએ,

કારણ કે દોષરહિત બુદ્ધિ તો સત્યાસત્યનો વિવેક અચૂક કરે છે જ, અને ઈશ્વર એ જ બુદ્ધિનું પરમ ધ્યેય છે.

૧૮૫. ખરું પૂછો તો, મનુષ્યસમાજમાં કેળવાએલી માનવબુદ્ધિ કદી દોષરહિત હોતી નથી. મનુષ્યસમાજના સંસ્કારવાળો દરેક માણસ અવશ્યમેવ દોષને પાત્ર છે, અર્થાત તેનામાં શ્રદ્ધાનો આભાસ હોય છે.

૧૮૬. શ્રદ્ધાનો આભાસ આ પ્રમાણે થાય છે: આગલી પેઢીના માણસો પાછલી પેઢીનાં માણસોના મન પર વિવિધ પ્રકારની કૃત્રિમ રીતો વડે જીવનના પ્રયોજનની જે છાપ પાડે છે, તે બુદ્ધિપુરઃસર હોતી નથી, પણ અન્ધશ્રદ્ધાને અવલંબીને રહેલી હોય છે.

૧૮૭. શ્રદ્ધાના આભાસનું રહસ્ય આવું હોય છે: મનુષ્યો શ્રદ્ધા અને વિશ્વાસના ભાવને જાણી જોઈને સેળભેળ કરી દે છે, અને એકને સ્થાને બીજાને સમજી લે છે: તેઓ કહે છે કે શ્રદ્ધા વિના માણસ જીવી શકે નહિ, વિચાર કરી શકે નહિ, અને એ વાત સાવ સાચી છે; અને શ્રદ્ધાને સ્થાને તેઓ વિશ્વાસનો ભાવ મૂકી દે છે, અર્થાત ઈશ્વર, આત્મા, ભલાઈ, વગેરે બુદ્ધિગ્રાહ્ય, પરંતુ બુદ્ધિ વડે અવ્યાખ્યેય, ભાવોના અસ્તિત્વનો સ્વીકાર કરવાને બદલે ઈશ્વરના અસ્તિત્વમાં માત્ર વિશ્વાસ રાખે છે; એટલે કે ત્રિમૂર્તિમાંના અમુકે અમુક સમયે સૃષ્ટિ સરજી, અને અમુક જગાએ અમુક વખતે અને અમુક અમુક પયગંબર દ્વારા ફલાણું ફલાણું મનુષ્યને પ્રગટ કર્યું, એવો ઈશ્વર છે એમ વિશ્વાસનો ભાવ માત્ર રાખે છે.

## ૩૪. શ્રદ્ધાના આભાસનું મૂળ

૧૮૮. માનવતા ધીમે ધીમે, પરંતુ અસ્ખલિત ગતિએ આગળ ધપ્યે જાય છે; અર્થાત જીવનનાં અર્થ ને પ્રયોજન સંબંધી સત્ય પ્રતિદિન વધારે ને વધારે સુસ્પષ્ટ રીતે સમજાતું જાય છે, અને એ સ્પષ્ટતર થતા ભાનની સાથે જીવનનો મેળ પ્રતિદિન વધતો જાય છે. એટલે કે જીવન વિષેની મનુષ્યની સમજણ, અને મનુષ્યનું જીવન જ, હંમેશાં ગતિશીલ રહે છે. સત્ય સંબંધે તીવ્ર ભાનવાળા મનુષ્યો અંતરમાં પ્રગટેલા જ્ઞાનદીપની જ્વાલાએ જીવનને અજવાળે છે, અને તેની સાથે સુસંગત એકતા સાધે છે; સત્ય સંબંધે ઓછા ભાનવાળા મનુષ્યો જીવનની આગલી સમજણને તથા તેના આગલા સ્વરૂપને વળગી રહે છે, અને તેનો બચાવ કરવા મથે છે.

૧૮૯. આ પ્રમાણે જગતમાં હંમેશાં બે કોટિના મનુષ્યો સાથે સાથે હોય છેઃ (૧) સત્યનું આગળ પડતું ને અન્તિમ સ્વરૂપ દર્શાવનારા અને એ સ્વરૂપ પ્રમાણે જીવન જીવવાનો યત્ન કરનારા મનુષ્યો, અને (૨) તેના પ્રાચીન, જીર્ણ, તથા હવે નકામા થઈ પડેલા અર્થના તેમજ જીવનની જૂની પ્રણાલિકાનો બચાવ કરનારા મનુષ્યો.

## ૩૫. શ્રદ્ધાના આભાસની ઉત્પત્તિની રીત

૧૯૦. સત્યને બાહ્ય સમર્થનની જરૂર રહેતી નથી, અને જે માણસોની સમક્ષ સત્ય પ્રગટ કરવામાં આવે છે તે સૌ

વિના સંકોચે તેનો સ્વીકાર કરે છે; પરંતુ સત્યનો આભાસ માણસો સમક્ષ રજુ કરાવી તેનો સ્વીકાર કરાવવાને ખાસ વિશિષ્ટ પદ્ધતિઓની જરૂર પડે છે. તેથી કરીને શ્રદ્ધાનો આભાસ ઉત્પન્ન કરવાને અર્થે સર્વ પ્રજાઓમાં લોકો એની એ જ પદ્ધતિઓ યોજે છે.

૧૯૧. એવી પદ્ધતિઓ પાંચ હોય છે: (૧) સત્યનો અવળો અર્થ સમજાવવો તે, (૨) ચમત્કારી બનાવોને સાચા માનવા તે, (૩) મનુષ્ય અને ઈશ્વરની વચ્ચે દર્મિયાનગીરી કરનાર રાખવો તે, (૪) મનુષ્યની બાહ્ય લાગણી પર અસર કરવી તે, અને (૫) બાળકોના મન પર શ્રદ્ધાની ખોટી છાપ પાડવી તે.

૧૯૨. શ્રદ્ધાના આભાસની પ્રથમ પદ્ધતિનું રહસ્ય આ રહ્યું: છેલ્લા ધર્મોપદેશકોએ લોકોને સમજાવેલું સત્ય શબ્દશ: સાચું જ છે એમ માની લેવું એટલું જ નહિ, પણ તે ધર્મોપદેશક પોતે પવિત્ર અદ્‌ભુત મનુષ્ય છે એમ માનવું તથા તેણે નાના પ્રકારના ચમત્કાર કરી દેખાડ્યા છે એમ કહી તેને દૈવી પુરુષ ગણવો, અને પ્રત્યક્ષ સત્યનું તત્ત્વ એવી રીતે ઢાંકી દેવું, કે તેથી જીવનની ચાલુ સમજણમાં તથા તદનુસાર પ્રવર્તેલી જીવનવ્યવસ્થામાં કાંઈ પણ ભંગ પડે નહિ એટલું જ નહિ, પણ ઉલટું તે દૃઢીભૂત થાય.

ધર્મના પ્રત્યેક નવીન ઉપદેશને પ્રસંગે સર્વ પ્રજાઓમાં સત્યનો અવળો અર્થ થયો છે અને ધર્માચાર્યોને દૈવી પુરુષ ગણવામાં આવ્યા છે. આવી જ રીતે મૂસા અને યહુદી પયગંબરોના ઉપદેશનો અવળો અર્થ થયો હતો, અને એ જ અવળા અર્થને માટે ઇશુ ખ્રિસ્તે ફેરીસા-

ઓને ઠપકો દઈ કહ્યું હતું, કે તમે મૂસાના આસને બેસીને પોતે પ્રભુના રાજ્યમાં જતા નથી તેમ બીજાને જવા દેતા નથી. એ જ પ્રમાણે બુદ્ધ, લુત્સ, અને જરથુસ્ત્રના ધર્મોપદેશોનો પણ અવળો અર્થ થયો હતો. ખ્રિસ્તી ધર્મોપદેશના આરંભકાળમાં કૉન્સ્ટન્ટાઇન રાજાએ તેનો સ્વીકાર કર્યો ત્યારે તેમાં પણ એવો જ સત્યનો વિપર્યાસ પ્રવેશ પામ્યો હતો, કેમકે અખ્રિસ્તી દેવો ને દેવાલયોને ખ્રિસ્તી રૂપ આપવામાં આવ્યું હતું, અને એ દેખીતા ખ્રિસ્તી બહુદેવત્વની વિરુદ્ધ પોકાર તરીકે ઇસ્લામ ધર્મનો ઉદય થયો હતો. ઇસ્લામનો પણ એવો જ અનર્થ થયો હતો.

૧૯૩. શ્રદ્ધાના આભાસની બીજી પદ્ધતિ પ્રમાણે લોકોના મન પર એમ ઠસાવવામાં આવે છે કે આપણી ઇશ્વરદત્ત બુદ્ધિ અનુસાર સત્યની સમજણ શોધવી એ તો અહંકારભર્યું પાપ કહેવાય; સત્યપ્રાપ્તિનું વધારે વિશ્વસનીય બીજું એક સાધન છે: પ્રભુ મનુષ્યોને સત્યદર્શન કરાવે છે, અને તે પ્રસંગે અમુક ચિહ્નો અને ચમત્કારો ઉપજાવે છે, અર્થાત સત્યસંક્રાન્તિનું સમર્થન કરનારા અતિપ્રાકૃતિક બનાવો નીપજાવે છે, અને તેથી સત્યનું પ્રકટીકરણ થાય છે. મનુષ્યોના મનમાં એ વિચાર દૃઢીભૂત કરાય છે કે બુદ્ધિમાં નહિ પણ ચમત્કારોમાં શ્રદ્ધા રાખવાની જરૂર છે, અર્થાત બુદ્ધિથી જે વિરુદ્ધ છે તેને માનવાની જરૂર છે.

૧૯૪. શ્રદ્ધાના આભાસની ત્રીજી પદ્ધતિ પ્રમાણે લોકોને ખાતરી આપવામાં આવે છે, કે પ્રભુની સાથેનો જે નિકટ સંબન્ધ પ્રત્યેક માણસને સમજાય છે, અને મનુષ્યને પ્રભુના પુત્ર તરીકે ઓળખવામાં જે સંબન્ધ ઇશુ ખ્રિસ્તે સવિશેષ

નિશ્ચય કર્યો હતો, તે સંબન્ધ તેઓ બાંધી શકશે નહિ, અને પ્રભુ સાથેના યોગ માટે દર્મિયાનગીરી કરનાર એક વા અનેક પુરુષો હોવા જોઈએ. એવા દર્મિયાનગીરી કરનારા તરીકે તેઓ પયગંબરોને, સન્તોને, ધર્મસંઘને, ધર્મશાસ્ત્રોને, સાધુઓને, દરવેશોને, લામાઓને, બુદ્ધોને, જોગીઓને, અને પ્રત્યેક પાદરીને ગણાવે છે. આ બધા દર્મિયાનગીરી કરનારાઓ ગમે તેટલા ભિન્ન ભિન્ન હોય, તોપણ દર્મિયાનગીરીનું તત્ત્વ એ છે કે મનુષ્ય અને પ્રભુ વચ્ચે પ્રત્યક્ષ સંબન્ધ સ્વીકારાય જ નહિ; ઉલટું એમ માની લેવામાં આવે છે કે મનુષ્યને સત્યનું પ્રત્યક્ષ દર્શન થઈ શકે નહિ, પણ તેની અને પ્રભુની વચ્ચે દર્મિયાનગીરી કરનારાઓ પર શ્રદ્ધા રાખવાથી જ તેનો લાભ મળી શકે.

૧૯૫. શ્રદ્ધાના આભાસની ચોથી રીત આવી હોય છે: પ્રાર્થનાઓ, ધર્મવિધિઓ, યજ્ઞયાગાદિ પ્રભુવિહિત છે એમ સમજી તે બધાં કરવાને નિમિત્ત ઘણા મોટા જનસમુદાયને ભેગો કરવામાં આવે છે, અને તેમને વિવિધ મોહમયી અસર તળે આણીને તેમના મન પર સત્યને ખોટે નામે જુઠાણાં ઠોકી બેસાડવામાં આવે છે. મંદિરોનાં સૌન્દર્ય ને ભવ્યતા વડે, શણગારોની વિપુલતા વડે, પાત્રો, વસ્ત્રો, રોશનીની ભભક, ગીતોના સુર, વાજિંત્રો, ધૂપ, બરાડા, ને ભજનો વડે માણસો છક થઈ જાય છે, અને એ મુગ્ધદશામાં માણસો હોય છે ત્યારે સત્યને ખોટે નામે સત્યાભાસ તેમના આત્મા પર ચડી બેસે છે.

૧૯૬. પાંચમી રીત તો સૌથી નિષ્ઠુર છે, કારણ કે અગાઉ થઈ ગયેલા માણસોનું ડહાપણ સમજવાનો પોતાના

વયને લીધે જેમને અવકાશ મળ્યો છે એવા વડીલોને બાળક પૂછે, કે આ જગત શું છે, જગતમાંનું આ જીવન શું છે, અને જગત ને જીવન વચ્ચે કેવો સંબંધ છે, ત્યારે તેને એ વડીલો પોતાના જ્ઞાનના વિચાર આપતા નથી, પણ હજારો વર્ષ પૂર્વેના માણસોની માન્યતાઓ, જે એ વડીલો પોતે હાલ માનતા નથી તેમ માની શકતા નથી, તે તેમનાં મો આગળ ધરે છે. પોતાને અત્યાવશ્યક આધ્યાત્મિક અન્ન બાળક માગે છે, ત્યારે તેને સ્થાને તેને વિષ આપવામાં આવે છે; તેને પરિણામે તેની આધ્યાત્મિક સ્વસ્થતા છેક બગડે છે, અને તેમાંથી અત્યન્ત પ્રયાસ ને કષ્ટ પછી જ તે ઊગરી શકે છે.

૧૯૭. બાળક પોતાની નિર્મળ, અદૂષિત બુદ્ધિ સહિત જીવનનું જાગૃત ભાન પામે છે, કાંઈક આછી રીતે, છતાં આત્માની આન્તર ગુહામાં સત્યને ઝીલવા ઉદ્યુક્ત બને છે. જીવનના સત્ય વિષે—અર્થાત જીવનમાં પોતાની સ્થિતિ તથા હેતુ વિષે—સચેતન થાય છે (મનુષ્યનો આત્મા સ્વભાવતઃ ખ્રિસ્તાનુયાયી છે, એવું ખ્રિસ્તી ધર્મસંઘના ટર્ચૂલિયન નામના એક વડા પાદરી કહી ગયા છે). ત્યારે તે પોતાના વયોવૃદ્ધ માતપિતાને પૂછે છે: આ જીવન એ શું છે? જગત જોડે મારો શો સંબંધ છે? મારા જીવનનો આરંભ ક્યારથી થયો?—અને તેના ઉત્તરમાં તેના પિતા, કે ગુરુ, જીવનના પ્રયોજન વિષે પોતે જે થોડુંઘણું પણ અસંદિગ્ધ જ્ઞાન ધરાવે છે તે તેના મોં આગળ ધરતો નથી, પરંતુ પોતાના અન્તરાત્મામાં જે વાત પોતે સાચી માનતો નથી તે તેને છાતી ઠોકીને કહે છે: ઉદાહરણ તરીકે, તે યહુદી હોય તો

કહે છે, કે પ્રભુએ આ વિશ્વ ૭ દિવસમાં સરજ્યું, સર્વસત્ય-દર્શન મૂસાને દીધું, અને એક પત્થર પર પોતાની આંગળીએ લખ્યું કે પ્રતિજ્ઞા લેવી, વિશ્રામવાર પાળવો, સુન્નત કરાવવી, વગેરે; તે ગ્રીક-કૅથલિક, રોમન-કૅથલિક, કે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી હોય તો કહે છે, કે ત્રિમૂર્તિમાંની બીજી વિભૂતિએ—અર્થાત ખ્રિસ્તે—વિશ્વ સરજ્યું, અને મનુષ્ય જાતિનાં પાપ ધોવાને માટે પોતે પૃથ્વી પર અવતરી પોતાના દેહનું સમર્પણ કર્યું, વગેરે; તે બૌદ્ધ હોય તો કહે છે, કે બુદ્ધ ભગવાન ઊડીને આકાશમાં ગયા હતા, અને તેમણે મનુષ્યોને ઉપદેશ દીધો છે કે જીવનને આન્તર વૈરાગ્યમાં ચડાવી દેવું; તે મુસ્લીમ હોય તો કહે છે, કે મહંમદ સાહેબ સાતમે આસમાન ઊડીને ગયા હતા, અને ત્યાં જે ધર્મ શીખ્યા તે પ્રમાણે પાંચવાર નમાઝ પઢવી અને મક્કાની જાત્રા કરવી એટલે માણસને આ ભવને અન્તે બેહેસ્ત મળે છે.

૧૯૮. પ્રત્યેક માબાપ અને ગુરુ, પોતાનાં બાળકોનાં મન પર બીજા લોકો કંઈક બીજું જ ઠસાવી દે છે એમ જાણતાં હોઈ, પોતાના વિશિષ્ટ ધાર્મિક વહેમ તેમને જણાવી દે છે; તે માત્ર વહેમ જ છે એમ પોતાના જીગરમાં પોતે જાણે છે છતાં બાળકને જણાવી દે છે; અને નિર્દોષ શ્રદ્ધાળુ બાળકોના સંસ્કાર એટલા પ્રબળ હોય છે કે તે પછી કદી નિર્મૂળ બનતા જ નથી,—એવી કુમળી વયે તે વહેમ તેમને શીખવાય છે.

## ૩૬. શ્રદ્ધાના આભાસથી નીપજતું અનિષ્ટ

૧૯૯. પાપને લીધે આધ્યાત્મિક મનુષ્યસ્વભાવની વિરુદ્ધ, અર્થાત પ્રેમની વિરુદ્ધ, કદી કદી આચરણ થવાથી નવા સાચા જીવનમાં મનુષ્યના પ્રવેશની ગતિ મંદ પડી જાય છે.

૨૦૦. ભૂલથાપને લીધે પાપનો બચાવ થતો હોવાથી મનુષ્ય પાપમય જીવનમાં પડે છે; તેને પરિણામે તે જુદાં જુદાં પાપકર્મો કરે છે એમ નહિ, પરંતુ પશુજીવન ગાળે છે, અને સાચા જીવનમાં અને પશુજીવનમા શો ભેદ છે તે સમજી શકતો નથી.

૨૦૧. આવી સ્થિતિમાં માણસ આવી પડે છે તેનું એક જ કારણ સંભવિત છે, કે તેનું સત્યદર્શન વક્ર થઈ જાય છે, અને એ વક્રીભવનનું કારણ શ્રદ્ધાનો આભાસ હોય છે. શ્રદ્ધાના આભાસે કરીને જેની બુદ્ધિ કુટિલ થઈ ગઈ હોય, તેવો જ માણસ ભૂલથાપમાં રહેલું જુઠાણું ના જોઈ શકે.

૨૦૨. એટલે કે મનુષ્યનાં સર્વ પાપ અને આપદાઓનું આદિકારણ એ શ્રદ્ધાનો આભાસ છે.

૨૦૩. શ્રદ્ધાના આભાસ એટલે બાઇબલમાં જેને પવિત્ર આત્માની નિન્દા કહી છે તે; અને તે સંબંધે એમ પણ કહેલું છે કે એ અપરાધ અક્ષન્તવ્ય છે, અર્થાત એ નિન્દાનું પરિણામ ગમે તે ભવમાં મનુષ્યને અત્યન્ત અહિતકારી થયા વગર રહેતું નથી.

## ૩૭. ખ્રિસ્તના ધર્મોપદેશને અનુસરતું જીવન ગાળવાના ઉપાય

૨૦૪. ખ્રિસ્તના ઉપદેશાનુસાર જીવન આચરવાને માટે મનુષ્યે સાચા જીવનની — અર્થાત પ્રેમના પ્રાકટ્યની — આડે આવનાર વિઘ્નોનો વિનાશ કરવો જોઈએ.

૨૦૫. એ વિઘ્નો તે પેલાં પાપો. પરંતુ માણસ ભૂલથાપમાંથી ઊગરે નહિ, ત્યાં સુધી પાપોનો વિનાશ થઈ શકે નહિ. અને શ્રદ્ધાના આભાસથી મુક્ત હોય, તે જ માણસ ભૂલથાપમાંથી ઊગરી શકે.

૨૦૬. એટલે કે, ખ્રિસ્તના ઉપદેશ પ્રમાણે જીવવાને માટે માણસે સૌથી પ્રથમ શ્રદ્ધાના આભાસોથી મુક્ત થવું જ જોઈએ.

૨૦૭. માણસ શ્રદ્ધાના આભાસોથી મુક્ત થાય ત્યાર પછી જ તે ભૂલથાપના જુઠાણામાંથી ઊગરી શકે છે; અને ભૂલથાપનું જુઠાણું તેને ચોક્ખું સમજાય ત્યાર પછી જ તે પાપમાંથી બચી શકે છે.

## ૩૮. શ્રદ્ધાના આભાસોમાંથી છૂટકારો

૨૦૮. શ્રદ્ધાના આભાસોમાંથી સામાન્યતઃ મુક્તિ મેળવવાને માટે માણસે સમજવું અને સ્મરણમાં રાખવું જોઈએ કે પોતાની પાસે જ્ઞાનનું એકમાત્ર સાધન બુદ્ધિ છે, અને તેથી કરીને જે ધર્મોપદેશમાં બુદ્ધિની વિરુદ્ધ વર્તનારી કોઈ પણ વાત આવે તે આભાસ છે, અને ઈશ્વરદત્ત જ્ઞાનનું એકમાત્ર સાધન લઈ લેવાનો પ્રયત્ન છે.

૨૦૯. શ્રદ્ધાના આભાસોમાંથી છૂટવાને માટે માણસે સમજવું અને યાદ રાખવું ઘટે છે, કે જ્ઞાનના સાધન તરીકે પોતાની પાસે બુદ્ધિ સિવાય બીજું કાંઈ નથી, ગમે યા ન ગમે પણ પ્રત્યેક જણ બુદ્ધિમાં જ વિશ્વાસ રાખે છે, અને તેથી જેઓ કહે છે કે અમે બુદ્ધિમાં વિશ્વાસ રાખતા નથી પણ મૂસા, બુદ્ધ, ખ્રિસ્ત, મહંમદ, ધર્મસંઘ, કુરાન, અને બાઇબલમાં વિશ્વાસ રાખીએ છીએ, તેઓ પોતાના પંડને છેતરે છે, કેમકે તેઓની માન્યતા ગમે તે હોય તોપણ જે સત્યોમાં તેમને શ્રદ્ધા છે તે જેમણે તેમને દર્શાવ્યાં — મૂસા, બુદ્ધ, ખ્રિસ્ત, બાઇબલ — તેમનામાં તેમની શ્રદ્ધા નથી. પરંતુ બુદ્ધિમાં છે, કારણ કે બુદ્ધિ જ તેમને કહે છે કે તેમણે મૂસા ખ્રિસ્ત, બાઇબલમાં શ્રદ્ધા રાખવી અને બુદ્ધ, મહંમદ, કુરાનમાં શ્રદ્ધા ના જ રાખવી. અથવા એથી ઉલટે ક્રમે.

૨૧૦. બુદ્ધિની વિરુદ્ધ થઈને મનુષ્યને સત્યદર્શન થતું નથી, અર્થાત બુદ્ધિ દ્વારા નહિ પણ શ્રદ્ધા દ્વારા સત્યોના દર્શન પોતાને થાય છે એમ સમજનાર મનુષ્ય માત્ર આત્મ-વંચન કરે છે, અને પોતાની બુદ્ધિનો ઉપયોગ જે માર્ગે કરવો ન જોઈએ તે માર્ગે કરે છે,— સત્યદર્શન તરીકે ધર્મોપદેશો જગત સમક્ષ ધરનારાઓ પૈકી કોણ વિશ્વાસપાત્ર છે અને કોણ નથી એવા પ્રશ્નોનું નિરાકરણ કરવા રૂપી ખોટે માર્ગે ઉપયોગ કરે છે. પણ કોણ વિશ્વાસપાત્ર છે અને કોણ નથી એનો નિર્ણય એ બુદ્ધિનું ક્ષેત્ર જ નથી, એ નિર્ણય બુદ્ધિ કરી શકે જ નહિ; પરંતુ જે ચિન્તન બુદ્ધિ સમક્ષ ધરવામાં આવે તે સાચું, તાત્ત્વિક છે કે નહિ

તેની પરીક્ષા બુદ્ધિ કરી શકે. એ શક્તિ બુદ્ધિમાં હમેશાં રહેલી છે, અને તે જ એનું ખરૂં ક્ષેત્ર છે.

૨૧૧. સત્યનો અનર્થ કરવાવાળા સામાન્યતઃ એમ કહે છે, કે બુદ્ધિ અવિશ્વસનીય છે, કેમકે જુદાં જુદાં માણસોની બુદ્ધિ જુદું જુદું કહે છે, અને તે કારણસર લોકસંઘે ચમત્કારોથી પુષ્ટિ પામેલા સત્યના પ્રાકટ્યમાં જ શ્રદ્ધા રાખવી જોઈએ. પરંતુ આ કથન સત્યનું પ્રત્યક્ષ વિરોધી છે. બુદ્ધિ જુદાં જુદાં કથનો કદી કરતી જ નથી; સર્વદા સર્વ મનુષ્યોની બુદ્ધિ સરખી રીતે જ વિધિનિષેધ કરે છે.

૨૧૨. અમુક જ સત્યનું સ્વરૂપ છે એવું કથન તો જુદા જુદા ધર્મોની પાછળ રહેલી અન્ધ શ્રદ્ધા જ કરે છે:—એક કહે છે, કે પ્રભુ સિનાઈ પર્વત પર પ્રગટ થયા, અને એ પ્રભુ યહુદીઓના પ્રભુ છે; બીજો કહે છે, કે પ્રભુ એટલે બ્રહ્મા, વિષ્ણુ, અને શિવનું સ્વરૂપ; ત્રીજો કહે છે, કે પિતા, પુત્ર, અને પવિત્ર આત્મારૂપી ત્રિમૂર્તિ તે જ પ્રભુ છે; ચોથો, પ્રભુ એટલે દ્યાવાપૃથિવી; પાંચમો, બુદ્ધ ભગવાને સર્વ સત્યનું પ્રગટીકરણ કર્યું છે; છઠ્ઠો, એ પ્રગટીકરણ મહંમદ સાહેબે કર્યું છે:—આ ધર્મો જ માણસ માણસ વચ્ચે ભેદ ઉત્પન્ન કરે છે. પરંતુ બુદ્ધિ—યહુદી, જપાની, ચીનો, અરબ, અંગ્રેજ, કે રશિયન, ગમે તેની બુદ્ધિ લો—સર્વદા અને સર્વ મનુષ્યોમાં એક જ વસ્તુનું પ્રતિપાદન કરે છે.

૨૧૩. બુદ્ધિ ભ્રમ ઉત્પન્ન કરનારી છે એવું લોકો કહે છે, અને તેના સમર્થનમાં ઈશ્વર છે કે નહિ અને તેની સેવા શી રીતે થાય એવા પ્રશ્નોના વિસંવાદી ઉત્તરો વિવિધ જનો આપે છે તે વાત રજુ કરે છે, ત્યારે તેવા લોકો જાણે

અજાણ્યે ભૂલથી માની લે છે કે બુદ્ધિ અને વિચાર કે તર્ક એક જ છે. વિચાર કે તર્ક વિધવિધ ને ભિન્ન ભિન્ન હોઈ શકે છે અને સામાન્ય રીતે હોય છે, પરંતુ બુદ્ધિના નિર્ણયો સર્વદા સર્વ જનોને માટે અને સર્વ કાળે એક જ હોય છે. આ વિશ્વ કેમ ઉદ્ભવ્યું, પાપ કેમ ઉપજ્યું, અથવા મૃત્યુ પછી શું થશે, એ સંબંધે વિચાર કે તર્ક અતિશય ભિન્ન ભિન્ન હોઈ શકે, પરંતુ ત્રણ દેવો મળીને એક કહેવાય, એક માણસ મૃત્યુ પામ્યો અને ફરીથી સજીવન થયો, એક માણસ પાણી પર ચાલ્યો અથવા સદેહે આકાશમાં ઊડ્યો, ભાખરી ને દારૂ લેતી વખતે હું માંસ ને રુધિર લઉં છું,—આ પ્રશ્નો સંબંધે બુદ્ધિના નિર્ણયો હંમેશ સર્વ મનુષ્યો માટે, અને આખા જગતમાં, એક જ હોય છે, અને સર્વદા અસંદિગ્ધ અને સાચા હોય છે. પ્રભુ અગ્નિસ્તંભમાં પ્રગટ્યા, બુદ્ધ સૂર્યકિરણ ઝાલી આકાશે ઊડ્યા, મહંમદ આકાશમાં ઊડી ગયા, ખ્રિસ્ત પાણી પર ચાલ્યા, વગેરે લોકો ભલે કહે, પરંતુ સર્વ મનુષ્યોની બુદ્ધિ સર્વદા અને સર્વત્ર એ બધાં કથનો વિષે એક જ ઉત્તર દઈ રહી છે: "એ સાચું નથી." પણ આત્મવત સર્વભૂતેષુ એ સિદ્ધાંત સાચો છે કે નહિ, માણસો પર પ્રેમ રાખી તેમના વાંક માફ કરી દયા દેખાડવી એ સારૂં છે કે નહિ, એ પ્રશ્નો વિષે સર્વ મનુષ્યોની બુદ્ધિએ હંમેશાં કહ્યું છે: "હા, એ સિદ્ધાંત સાચો છે, દયા દેખાડવી એ સારૂં છે."

૨૧૪. એટલે શ્રદ્ધાના ગોબાળામાં સપડાવું ન હોય, તો માણસે સમજવું જોઈએ અને સ્મરણમાં રાખવું જોઈએ કે પ્રભુની ઇચ્છા જાણવાને માટે પ્રભુએ આપેલી બુદ્ધિદ્વારા જ

મનુષ્યને સત્ય પ્રગટ થાય છે. અને બીજાને છેતરવાની મહત્ત્વાકાંક્ષા જ તેમનો સ્વબુદ્ધિમાં વિશ્વાસ શિથિલ કરાવે છે. અને તેમ કરીને મોટામાં મોટી ધર્મનિન્દાનું પાપ કરે છે.

૨૧૫. શ્રદ્ધાના આભાસોમાંથી મુક્ત થવાના સામાન્ય ઉપાય ઉપર ગણાવ્યા. પરંતુ એ આભાસોમાંથી મુક્ત થવાને માટે એ આભાસોનાં સર્વ સ્વરૂપો જાણવાં જોઈએ, અને એમનાથી ચેતવું જોઈએ, બલ્કે, એમનો પ્રતિકાર કરવો જોઈએ.

## ૩૯. બાળપણના સંસ્કારે પાડેલા શ્રદ્ધાના આભાસમાંથી છૂટકારો

૨૧૬. ખ્રિસ્તના ઉપદેશને અનુસરતું જીવન જીવવાને માટે મનુષ્યે પ્રથમ તો જે ખોટી શ્રદ્ધામાં પોતે ઊછર્યો છે તેને નાબુદ કરવી જોઈએ, — પછી તે ખોટી શ્રદ્ધા યહુદી, બૌદ્ધ, જપાની, કૉન્ફ્યૂશિયન, કે ખ્રિસ્તી ધર્મ સંબન્ધે હોય.

૨૧૭. પરંતુ બાળપણના સંસ્કારે પડેલી એ ખોટી શ્રદ્ધામાંથી મુક્ત થવાને માટે મનુષ્યે સમજીને યાદ રાખવું જોઈએ, કે બુદ્ધિ એ પ્રભુની મનુષ્યને સીધી બક્ષિસ છે, અને સર્વ માનવીઓને માત્ર પ્રભુ જ સંગઠિત કરી શકે; એથી ઊલટું, મનુષ્યના પરંપરાગત સંસ્કારો માનવીઓને સંગઠિત કરવાને બદલે વિભક્ત કરે છે; તેથી કરીને બાળપણમાં મન પર છપાએલી ધર્મમાન્યતાઓમાં બુદ્ધિને બળે શંકા ને સંદેહ ઉત્પન્ન થાય, તો તેથી ભય પામવાને બદલે

એ માન્યતાઓની બીજી માન્યતાઓ સાથે ધ્યાનપૂર્વક તુલના કરી સૂક્ષ્મ દૃષ્ટિએ વિવેચન કરવું જોઈએ. અને જે બુદ્ધિથી વિરુદ્ધગામી ન હોય તે જ સાચી છે એમ સ્વીકારવું જોઈએ. પછી તે પરંપરાએ પ્રાપ્ત થએલી માન્યતા ગમે તેવી ગાંભીર્યવાળી હોય કે ગમે તેટલી પ્રાચીન હોય.

૨૧૮. બાળપણના સંસ્કારવાળી માન્યતાઓને બુદ્ધિના ન્યાયાસન સમક્ષ રજુ કર્યા પછી, બાળપણથી પડેલી એ ખોટી શ્રદ્ધામાંથી મુક્ત થવા ઇચ્છનાર મનુષ્યે બુદ્ધિથી વિરુદ્ધગામી, અને તેથી અસત્ય, એવી પ્રત્યેક માન્યતાને કાંઇ પણ બહાનાં શોધ્યા વિના હિંમતથી ફેંકી દેવી જોઈએ.

૨૧૯. બાળપણમાં મન પર પાડેલી એ ખોટી શ્રદ્ધામાંથી પોતે મુક્ત થયા પછી, ખ્રિસ્તના ઉપદેશ અનુસાર જીવન જીવવાની ઇચ્છાવાળા મનુષ્યે વાણી, કર્મ, કે માનથી બાળકો પર એવી ખોટી શ્રદ્ધા પાડતાં અટકવું જોઈએ એટલું જ નહિ, પણ ખ્રિસ્તના ઉપદેશ અનુસાર એ ખોટી શ્રદ્ધા નિવારવાના સર્વ પ્રયત્નો કરવા જોઈએ, કેમકે ખોટી શ્રદ્ધાના ભોગ થઈ પડેલાં બાળકો પર ખ્રિસ્તને બહુ દયા આવતી હતી.

## ૪૦. બાહ્ય લાગણીની અસરથી ઉપજતા શ્રદ્ધાના આભાસમાંથી છૂટકારો

૨૨૦. બાળપણથી મન પર પાડેલી ખોટી શ્રદ્ધામાંથી પોતે મુક્ત થયા પછી, મનુષ્યે બાહ્ય લાગણીની અસરથી બધી

પ્રજાઓમાંના ધૂર્ત લોકોએ ઉપજાવેલી ખોટી શ્રદ્ધાથી ચેતતા રહેવું જોઈએ.

૨૨૧. આ ફાંદામાં ફસાવાય નહિ એટલા માટે માણસે સમજપૂર્વક યાદ રાખવું જોઈએ, કે લોકોમાં સત્યનો પ્રચાર અને સ્વીકાર થાય તેટલા માટે કોઈ પણ ઉપકરણ કે આભૂષણની જરૂર નથી; અસત્ય અને દંભના સ્વીકાર તથા પ્રચારને અર્થે જ ખાસ વિશિષ્ટ પરિસ્થિતિ ઊભી કરવી પડે છે. અને એટલા માટે સર્વ ગંભીર ઉપાસનાઓ, સરઘસો, શણધારો, ધૂપ, ગીત વગેરે સત્યના પ્રચારની સાક્ષી પૂરતાં નથી એટલું જ નહિ, પણ ઉલટું સાબિત કરે છે કે એ બધાં સાધનો દ્વારા સત્ય નહિ પણ અસત્ય જ ફેલાવવામાં આવે છે.

૨૨૨. બાહ્ય લાગણીની અસરથી શ્રદ્ધાનો આભાસ ઊભો ન થાય તેટલા માટે મનુષ્યે ખ્રિસ્તનાં વચન યાદ રાખવાં જોઈએ, કે પ્રભુની ઉપાસના અમુક જ સ્થાનમા થઈ શકે એવું નથી, પરંતુ તે ઉપાસના ખરા દિલથી અને સાચી રીતે જ થવી જોઈએ, અને પ્રાર્થનાની ઇચ્છાવાળાએ મંદિરમાં જવાની જરૂર નથી પણ પોતાના એકાંત ખંડમાં બારણા બંધ કરી બેસી જવું જોઈએ; કેમકે ઇશ્વરોપાસનામાં જેટલો ભપકો તેટલો દંભ સમજવો. અને ઉપાસના જેમ વધારે ભભકભરી તેમ તે દંભનાં પરિણામ વધારે નિષ્ઠુર સમજવાં; એટલા માટે એવી મોહક ઇશ્વરોપાસનામાં પોતે ભાગ ન લેવો એટલું જ નહિ, પણ બની શકે ત્યા એ દંભને ઉઘાડો પાડવો જોઈએ.

## ૪૧. દર્મિયાનગીરી રૂપી શ્રદ્ધાના આભાસમાંથી છૂટકારો

૨૨૩. બાહ્ય લાગણીની અસરથી ઉપજતી ખોટી શ્રદ્ધામાંથી પણ મુક્ત થયા પછી મનુષ્યે માણસ અને પ્રભુ વચ્ચે દર્મિયાનગીરી રૂપી આભાસથી પણ ચેતવું જોઈએ, કેમકે તેનો સ્વીકારમાત્ર કરવાથી તેને સત્યનું દર્શન થતું જરૂર અટકે છે.

૨૨૪. આ ફાંદામાં ફસાવાય નહિ એટલા માટે મનુષ્યે સમજવું અને યાદ રાખવું જોઈએ કે પ્રભુ મનુષ્યના હૃદયમાં સીધું પ્રત્યક્ષ દર્શન દે છે, અને પ્રત્યેક પ્રકારની દર્મિયાનગીરી,—પછી તે એક માણસની કે ઘણાં માણસના સમૂહની હોય, પુસ્તકની કે રૂઢિની હોય,—મનુષ્યથી પ્રભુને દૂર રાખે છે એટલું જ નહિ, પણ તેનું મોટામાં મોટું અનિષ્ટ કરે છે. અને તે એ કે જે સ્વરૂપ પ્રભુનું નથી તે પ્રભુનું છે એવું તેને માનતો કરી દે છે.

૨૨૫. કોઈ પણ પ્રકારની દર્મિયાનગીરીમાં શ્રદ્ધા બેઠી એટલે મનુષ્ય જ્ઞાનપ્રાપ્તિના એક જ નિશ્ચિત માર્ગનો લાભ જતો કરે છે, અને સત્યને સ્થાને કોઈ પણ અસત્યના સ્વીકારનો સંભવ વહોરી લે છે.

૨૨૬. પ્રભુ, ખ્રિસ્ત, કુમારી મેરિ, બુદ્ધ, મહંમદ, સન્તો, અવશેષો, મૂર્તિઓ,—એ સૌની ડાહ્યા અને સારાં માણસો શ્રદ્ધાના જે આભાસોને પરિણામે પ્રાર્થના કરી રહ્યાં છે. તેને માટે તો પ્રભુ અને મનુષ્ય વચ્ચે અન્ય મનુષ્યોની દર્મિયાનગીરીનો જ આભાર માનવો ઘટે છે.

૨૨૭. આ ફાંદામાં ફસાવાય નહિ એટલા માટે મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું જોઈએ, કે સત્યનો આવિર્ભાવ—પહેલવહેલો અને સાચી રીતનો — મનુષ્યના પોતાના હૃદયમાં અને બુદ્ધિમાં થાય છે, નહિ કે કોઈ પુસ્તકમાં, નહિ કે કોઈ ધર્મપરંપરામાં, નહિ કે કોઈ મનુષ્યસંઘમાં; એ જ અર્થનું મૂસાનું વક્તવ્ય હતું કે લોકોએ ઈશ્વરી નિયમ દરિયાપાર કે આકાશમાં શોધવાનો નથી, પરંતુ પોતાના હૃદયમાં શોધવાનો છે; ખ્રિસ્તે પણ યહુદીઓને એ જ કહ્યું હતું કે "તમને સત્ય લાધ્યું નથી, કેમકે તમે માણસોમાં ચાલતી ધાર્મિક પરંપરામાં માનો છો, પણ પ્રભુએ મોકલેલા પયગંબરમાં તમને શ્રદ્ધા નથી." પરંતુ પ્રભુએ મોકલેલો ખરો પયગંબર તે આપણામાં રહેલી બુદ્ધિ છે,—અને તે એક જ જ્ઞાનનું ઈશ્વરદત્ત અમોઘ સાધન છે.

૨૨૮. દર્મિયાનગીરી રૂપ આભાસમાં સપડાવાય નહિ માટે મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું જોઇએ, કે સત્યનું પ્રકટીકરણ એકદમ સર્વાંશે થઈ જતું નથી, પણ ધીમે ધીમે થાય છે, અને તે પણ તેની શોધ કરનારને જ થાય છે; પેલા અચૂક દર્મિયાનગીરી કરનારાઓનું કહ્યું માનીને જેઓ એમ સમજે છે કે અમને તો સત્ય લાધી ગયું તેમને તો તે થતું નથી જ. તેથી કરીને મહાભયંકર ભ્રમમાં પડવાના જોખમમાંથી બચવાને માટે મનુષ્યે કોઈને પણ નિર્ભ્રાન્ત ગુરુ તરીકે સ્વીકારવો નહિ, પરંતુ સર્વત્ર, મનુષ્યની સર્વ પરંપરાઓમાં, સત્યની શોધ કરવી, અને તેને બુદ્ધિની કસોટીએ ચડાવવી.

## ૪૨. ચમત્કારોને સાચા માનવારૂપી આભાસમાંથી છૂટકારો

૨૨૯. પરંતુ બાળપણમાં પાડેલા સંસ્કારરૂપી આભાસમાંથી મુક્ત થયા પછી, અને ગંભીરતાના સાધનદ્વારા અસત્યની છાપ મારવારૂપી જુઠાણાને વશ ન રહેતાં છતાં, અને પ્રભુની અને પોતાની વચ્ચે કોઈ પણ દર્મિયાનગીરી ન સ્વીકારતાં છતાં પણ, મનુષ્ય ચમત્કારની અદ્‌ભુત માન્યતામાંથી છૂટે નહિ તો ખોટી શ્રદ્ધામાંથી હજી પણ મુક્તિ પામશે નહિ અને ખ્રિસ્તનો ઉપદેશ સમજી શકશે નહિ.

૨૩૦. અદ્‌ભુત ચમત્કારો મનુષ્યનું ઐક્ય સાધવાને અર્થે થાય છે એમ લોકો કહે છે, પણ મનુષ્યને જુદા પાડવાનું ચમત્કાર જેવું બીજું એકે સાધન નથી, કેમકે પ્રત્યેક ધર્મ પોતાના ચમત્કારોને સાચા ઠરાવે છે અને બીજા ધર્મોના ચમત્કારોને જુઠા કહી ફગાવી દે છે. અને હોય પણ એમ જ ને? ચમત્કારો — અર્થાત અતિપ્રાકૃતિક બનાવો — અત્યંત વિવિધ પ્રકારના હોય છે; પ્રાકૃતિક બનાવો જ સર્વદા અને સર્વત્ર એકસરખા હોય છે.

૨૩૧. એટલે, ચમત્કારોને સાચા માનવારૂપી આભાસમાથી છૂટવાને માટે મનુષ્યે જેટલું કુદરતી છે, અર્થાત બુદ્ધિગમ્ય છે, તેટલું જ સાચું માનવું જોઈએ, અને જેટલું કુદરતી નથી, અર્થાત બુદ્ધિનું વિરોધી છે, તે બધું અસત્ય છે એમ ગણવું જોઈએ; કેમકે જે જે અતિપ્રાકૃતિક હોઈ બુદ્ધિનું વિરોધી છે તે બધું માણસને ઠગનારૂં છે; ઉદાહરણ તરીકે, બધા અર્વાચીન ચમત્કારો, રોગનિવારણો, પુનર્જીવનો, ચમત્કાર દાખવતી મૂર્તિઓ, અવશેષો, ભાખરી ને દારૂની રૂપાન્તરપ્રાપ્તિ, વગેરે જુઠાણાં છે, તેમ

જ બાઇબલમાં, ધર્મકથાઓમાં, બૌદ્ધ, ઇસ્લામી, તાઓ, અને અન્ય ગ્રન્થોમાં ગણાવેલા ચમત્કારો પણ જુદાણાં જ છે.

## ૪૩. સત્યના અનર્થરૂપી શ્રદ્ધાના આભાસોમાંથી છૂટકારો

૨૩૨. ધર્મિયાનગીરીરૂપ આભાસમાંથી છૂટયા પછી મનુષ્યે સત્યના અનર્થરૂપ આભાસમાંથી મુક્તિ મેળવવી જ જોઈએ.

૨૩૩. મનુષ્ય ગમે તે ધર્મમાં ઊછર્યો હોય,—ઇસ્લામી, ખ્રિસ્તી, બૌદ્ધ, યહુદી, વા કૉન્ફ્યૂશિયન, ગમે તે ધર્મમાં ઊછર્યો હોય,—તોપણ પ્રત્યેક ધર્મસિદ્ધાન્તમાં અસંદિગ્ધ, છતાં બુદ્ધિગમ્ય, સત્યનું પ્રતિપાદન તેને મળશે, અને તેની સાથે સાથે બુદ્ધિનાં વિરોધી, છતાં તેટલાં જ શ્રદ્ધેય કહેવાતાં, વચનો પણ મળશે.

૨૩૪. આ પ્રકારની ખોટી શ્રદ્ધામાંથી છૂટવાને માટે, બુદ્ધિગમ્ય અને બુદ્ધિવિરુદ્ધ સત્યો એક જ ધર્મગ્રન્થમા હોવાને કારણે સર્વદા અવિભાજ્ય છે અને સમાન રીતે શ્રદ્ધેય છે એમ પ્રતિપાદન કરવામાં આવે છે તોપણ મનુષ્યે નિરાશ થવું નહિ, પરંતુ સમજપૂર્વક યાદ રાખવું જોઈએ કે મનુષ્યમાં સત્યનું પ્રત્યેક પ્રકટીકરણ (અર્થાત, આગળ વધેલા મનુષ્યો પૈકી એકની સત્યની પ્રત્યક્ષ સમજણ) લોકોને હમેશાં એવું તો ચોંકાવનારૂં નીવડ્યું છે કે તેનું અતિપ્રાકૃતિક રૂપાન્તર થઈ ગયું છે, સત્યના પ્રત્યેક આવિર્ભાવમાં વહેમો જરૂર ઉમેરાયા છે, અને તેથી સત્યજ્ઞાનને માટે દરેક વસ્તુનો

સ્વીકાર કરવાની જરૂર નથી એટલું જ નહિ, પણ ઉલટું આપણને ઉપલબ્ધ સામગ્રીમાંથી સત્ય અને યથાર્થતાને અસત્ય બનાવટમાંથી જુદી પાડવાની આપણી ફરજ છે.

૨૩૫. સત્યમાં સેળભેળ થઈ ગએલા વહેમોને જુદા તારવી કાઢ્યા પછી પ્રત્યેક મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે, કે સત્ય સાથે ભળી ગએલા વહેમો, એમાંથી લાભ ઉઠાવનારાઓ ઉપદેશ કરે છે તેમ, સત્ય જેવા પવિત્ર નથી એટલું જ નહિ, પણ ઉલટા અતીવ અનિષ્ટ અને હાનિકારક છે, કેમકે તે વડે સત્ય ઢંકાઈ જાય છે; માટે મનુષ્યે તે વહેમોના ઉચ્છેદમાં પોતાનાં સર્વ બળ વાપરવાં જોઈએ.

## વિભાગ પાંચમો

### ભૂલથાપોમાંથી છૂટકારો

#### ૪૪ ભૂલથાપમાંથી ઊગરવાના ઉપાય

૨૩૬. શ્રદ્ધાના આભાસોમાંથી છૂટેલો માણસ ખ્રિસ્તનો ઉપદેશ ગ્રહણ કરવાને, ભૂલથાપ ન હોત તો, શક્તિમાન થાત. પરંતુ શ્રદ્ધાના આભાસોમાંથી મુક્ત થએલો માણસ ખ્રિસ્તના ઉપદેશનું રહસ્ય સમજતો હોય, તોપણ તે ભૂલથાપમાં પડી જવાના જોખમમાં હંમેશ રહેલો હોય છે.

૨૩૭. સર્વ પ્રકારની ભૂલથાપનું સત્ત્વ આવું હોય છે; જાગૃત થએલો મનુષ્ય પોતે કરેલા પાપનું કૂડ તથા કષ્ટ સમજતો હોઈ પાપ સાથે બાથ ભીડવાને બદલે તેનો બચાવ કરીને તે કૂડ તથા કષ્ટને દૂર કરવા ઇચ્છે છે.

૨૩૮. પણ પાપનો બચાવ એટલે અસત્ય વિના બીજું કાંઈ જ નહિ.

૨૩૯. એટલે ભૂલથાપમાંથી બચવાને માટે મનુષ્યે પ્રથમ તો સત્યનો સ્વીકાર કરતાં ડરવું જોઈએ નહિ, કેમકે એવા

સ્વીકારથી એનું અહિત થતું નથી, પરંતુ એથી ઉલટું વર્તન, અર્થાત અસત્ય, પાપનું અને અહિતનું મુખ્ય મૂળ હોય છે.

૨૪૦. આ પ્રમાણે, ભૂલથાપથી દૂર રહેવા માટે, મનુષ્યે ખાસ કરીને જુઠાણું કરવું નહિ, અને સવિશેષ કરીને પોતાની જાતને છેતરવી નહિ, અને બીજાને ન છેતરવા કરતાં પોતાની જાતને ન છેતરવાની કાળજી રાખવી, કેમકે પોતાની જાતને છેતરવાથી તે પોતાનાં કૃત્યોના હેતુ પોતાનાં મનથી છુપાવે છે.

૨૪૧. ભૂલથાપથી બચવાને, અને ભૂલથાપથી પ્રગટ થતી પાપની અને તેના નિવારણની ટેવ ન પડવા દેવાને, મનુષ્યે પોતાનાં પાપના પશ્ચાત્તાપ કરતાં ડરવું જોઈએ નહિ, કેમકે પાપમાંથી તથા તજ્જન્ય આપદાઓમાંથી છૂટવાનો એકમાત્ર ઉપાય પશ્ચાત્તાપ છે.

૨૪૨. સામાન્યતઃ ભૂલથાપમાં પડતા બચવાનો આ એક જ સાધારણ ઉપાય છે. પ્રત્યેક વિશિષ્ટ ભૂલથાપથી દૂર રહેવાને શક્તિમાન થવા માટે તો તે દરેકનાં અસત્ય તથા હાનિ શામાં રહેલાં છે તે સ્પષ્ટતાથી સમજવાની જરૂર છે.

## ૪૫. તૈયારીની કે અંગત ભૂલથાપમાં રહેલું અસત્ય

૨૪૩. માણસને જકડી લેનારી સૌથી પહેલી અને સાધારણ ભૂલથાપ તે અંગત ભૂલથાપ હોય છે; ખુદ જીવનને બદલે જીવનની તૈયારી કરવામાં એ ભૂલથાપ રહેલી હોય છે.

પોતાના પાપને માટે મનુષ્ય પોતે આ બચાવ શોધે નહિ, તો તેના પૂર્વગામી મનુષ્યોએ એ શોધીને તેને માટે તૈયાર રાખેલો જ તે જુએ છે.

૨૪૪. "અત્યારે મારા આધ્યાત્મિક જીવનને અનુકૂળ અને યોગ્ય માર્ગથી થોડો વખત હું જરા આડો ચાલું તો હરકત નથી, કેમકે હું જીવનને માટે તૈયાર બન્યો નથી," મનુષ્ય પોતાના મનને ફોસલાવે છે. "મારી તૈયારી પૂરી થશે કે તરત જ મારા અંતઃકરણને તદ્દન અનુરૂપ જીવન જીવવાનો સમય આવી પહોંચશે."

૨૪૫. આ ભૂલથાપમાં રહેલું અસત્ય આવું હોય છેઃ મનુષ્ય વર્તમાન જીવનથી, મોં આગળ પડેલા વાસ્તવિક જીવનથી, આડો જાય છે, અને ભવિષ્યમાં યોગ્ય જીવન ગાળીશ એમ માને છે, પરંતુ એ ભવિષ્ય એના હાથની વાત જ નથી.

૨૪૬. આ ભૂલથાપમાં રહેલા અસત્યનું સ્વરૂપ કાંઈક આવું હોય છેઃ મનુષ્ય આવતી કાલનું દર્શન કરી શકે તો પરમ દિવસનું પણ કરી શકે જ, અને તે પછીના દિવસોનું પણ કરી શકે જ. અને એ બધાનું દર્શન કરી શકે, તો પોતાના અવશ્યંભાવિ મરણનું દર્શન પણ કરી શકે જ. પોતાના અવશ્યંભાવિ મરણનું દર્શન કરી શકે, તો આ અન્તવાળા જીવનમાં પોતે ભવિષ્યની તૈયારી કરી શકે નહિ, કેમકે જે બધાને માટે તે આ જીવનમાં તૈયારી કરી રહ્યો છે તેનું પ્રયોજન મરણથી લુપ્ત થાય છે. પોતાની બુદ્ધિનો પરિપૂર્ણ ઉપયોગ કરવાથી તેને સમજાયા વિના રહેશે જ નહિ, કે પોતાના વ્યક્તિગત જીવનનું કાંઈ પ્રયોજન જ નથી, અને તેથી એ જીવનને માટે કાંઈ પણ તૈયારી કરવી કેવળ અશક્ય છે.

૨૪૭. બીજે પક્ષે, આ ભૂલથાપનું અસત્ય આવી રીતે સ્પષ્ટ સમજાશે: પ્રભુપ્રેમ અને પ્રભુસેવા ભવિષ્યમાં દાખવવા માટે મનુષ્ય તૈયારી કરી શકતો નથી; મનુષ્ય એ કાંઈ બીજાને વાપરવાનું સાધન નથી. કુહાડી શરાણ પર ચડાવી ધારવાળી કરીએ, અને તે વડે આપણે પોતે કશું કાપી શકીએ નહિ પરંતુ તેનો ઉપયોગ કોઈ બીજો જ માણસ કરે, એમ બને ખરું; પરંતુ પોતાની જાત સિવાય બીજો કોઈ મનુષ્ય મનુષ્યનો ઉપયોગ કરી શકતો નથી, કારણ કે મનુષ્ય પોતે જ એક સાધન છે, અને તે સાધન સર્વદા કામમાં પરોવાએલું રહે છે અને કામ કરતે કરતે જ તેનો સંપૂર્ણ વિકાસ થાય છે.

૨૪૮. આ ભૂલથાપમાં રહેલી હાનિ આ પ્રમાણે થાય છે: એમાં સપડાએલો માણસ યથાર્થ જીવન ગાળી શકતો નથી એટલું જ નહિ, પણ ઐહિક વર્તમાન જીવન પર લક્ષ ન દેતાં ભવિષ્ય તરફ નજર કર્યાં કરે છે, અને એ ભવિષ્ય કદી હાથમાં આવતું જ નથી. ભવિષ્યને માટે સંપૂર્ણપણે તૈયાર બનવાના વિચારમાં મનુષ્ય પોતાની સંમુખ પડેલી પ્રેમપરિપૂર્ણતા, જેનો સંબન્ધ માત્ર વર્તમાન સાથે જ છે, તે ચૂકી જાય છે.

૨૪૯. આ ભૂલથાપમાંથી બચવાને મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું ઘટે, કે તૈયારીને માટે વખત જ નથી; પોતે જેવો છે તેવો જ તેણે આ ક્ષણે જ બની શકે તેટલી સારી રીતે જીવવું રહ્યું; જે પરિપૂર્ણતાની પોતાને જરૂર લાગે છે, તે પ્રેમની પરિપૂર્ણતા સિવાય બીજી એકે નથી, અને એ પ્રેમપરિપૂર્ણતા તો વર્તમાન સમયમાં જ સાધી શકાય છે.

૨૫૦. એટલે કે, મનુષ્યે વગર વિલંબે પ્રતિક્ષણ પ્રભુપ્રીત્યર્થે વર્તમાન સમયમાં જ સર્વાત્મના જીવવું રહ્યું; પ્રભુપ્રીત્યર્થે, અર્થાત પોતાના જીવન પર જે સૌનો અધિકાર છે તેમના હિતાર્થે જીવવું રહ્યું; કારણ કે એ સેવાનું સાધન—એનો સ્થૂળ દેહ—એની પાસેથી ગમે તે ક્ષણે અલોપ થઈ જવાનો સંભવ છે, અને પ્રતિક્ષણ સેવા કરવાના ઉદ્દેશથી જ એ આ સંસારમાં આવેલો છે.

### ૪૬. કામકાજની ભૂલથાપમાં રહેલાં અસત્ય અને હાનિ

૨૫૧. કોઈ પણ કામકાજમાં પડેલો માણસ અજાણતાં જ તેમાં મશગૂલ બની જાય છે, અને પછી તેને એમ લાગે છે, કે મારા કામકાજના હિતની ખાતર અન્તરાત્માના કિંવા પ્રભુના આદેશ પ્રમાણે મારાથી ચાલી શકાય નહિ.

૨૫૨. આ ભૂલથાપમાં રહેલા અસત્યને આમ વર્ણવી શકાય: પ્રત્યેક માનવ કામકાજ વ્યર્થ હોઈ શકે, વિઘ્નસેવી હોઈ શકે, અને અપૂર્ણ રહી શકે; પરંતુ મનુષ્યદ્વારા સિદ્ધ થતું ઈશ્વરી કામ, અર્થાત પ્રભુની ઇચ્છાની સિદ્ધિ કદાપિ વ્યર્થ હોઈ શકે નહિ. તેમ કોઈ પણ વિઘ્નો તેને બાધિત કરી શકે નહિ.

૨૫૩. આ ભૂલથાપની હાનિ આવી હોય છે: અમુક કામ — પછી તે વાવેતરમાં કળાપ ફેરવવાનું હોય કે આખી પ્રજાને ગુલામીમાંથી છોડાવવાનું હોય — ઈશ્વરી કામ કરતાં વધારે અગત્યનું છે એમ સ્વીકારવાથી, ઉદાહરણ તરીકે

પડોશીને તત્કાળ સહાયતા દઈ તેની સેવા કરવા કરતાં પણ વધારે અગત્યનું છે એમ સ્વીકારવાથી, એવું થશે કે પ્રભુના કામ પર લક્ષ દેતાં પહેલાં સંભાળ લેવા યોગ્ય કેટલીક બાબતો હમેશાં મનુષ્યની આંખ આગળ તરવરશે, પ્રભુ-સેવામાંથી, અર્થાત જીવનનાં સાચાં કર્તવ્યોમાંથી, મનુષ્ય હમેશાં છટકી જશે, અને સચેતનની સેવાને બદલે જડની સેવામાં રોકાએલો રહેશે; કારણ કે પ્રભુનું કામ મનુષ્યની નજરે અનેકવાર છેક નજીવું જણાય છે.

૨૫૪. હાનિનું સ્વરૂપ આવું થાય છે, કે આ ભૂલથાપમાં પડવાનું સ્વીકારીને મનુષ્ય સર્વ ઐહિક કામકાજમાંથી પોતે પરવારે નહિ ત્યાં સુધી પ્રભુસેવાને સદા નેવે જ મૂકશે. અને મનુષ્ય કદાપિ ઐહિક કામમાંથી પરવારતો જ નથી. માટે આ ભૂલથાપમાંથી બચવાને માણસે સમજપૂર્વક યાદ રાખવું જોઈએ કે અન્તવાળું કોઈ પણ માનવ કામ મનુષ્યના સાચા અનન્ત જીવનનું ધ્યેય કદી હોઈ શકે નહિ, અને ખરું ધ્યેય તો એ જ છે કે મનુષ્યે પ્રભુનાં અનન્ત કામોમાં પોતાનો હિસ્સો આપવો. અર્થાત પ્રેમનું પ્રાકટ્ય બને તેટલું વિશાળ અને અમર્યાદ બનાવવું.

૨૫૫. એટલે કે, આ ભૂલથાપમાંથી બચવાને સારુ, મનુષ્યે પ્રભુસેવાની, અર્થાત મનુષ્યજાત પ્રત્યેના પ્રેમની, આડે આવતાં પોતાનાં કામકાજ પ્રત્યે લક્ષ દેવું જોઈએ નહિ; તેણે પ્રભુસેવાના કામનું તેડું આવે કે તરત જ પોતાનું હરકોઈ કામ ફેંકી દેવાની સદૈવ તત્પર રહેવું જોઈએ: શેઠને બદલે કામ કરતો મજૂર પોતાનાં બળ અને ધ્યાનની જરૂર શેઠના કામમાં ન પડતી હોય ત્યારે જ પોતાનાં ખાનગી કામ-

કાજ તરફ વાળી શકે છે, તેવા મજૂરની પેઠે તેણે વર્તવું જોઈએ.

## ૪૭. કૌટુંબિક ભૂલથાપમાં રહેલાં અસત્ય તથા હાનિ

૨૫૬. આ ભૂલથાપ બીજી બધી ભૂલથાપો કરતાં વધારે પ્રમાણમાં મનુષ્યનાં પાપનો બચાવ કરે છે. જીવનને માટે તૈયારીની ભૂલથાપથી કે કામકાજની ભૂલથાપથી નિરાળો રહેલો માણસ કદાચ મળી આવશે, પણ કૌટુંબિક ભૂલથાપથી અલિપ્ત રહેલા પુરુષ, અને ખાસ કરીને સ્ત્રી તો, મળવી દુર્લભ જ છે.

૨૫૭. આ ભૂલથાપ આ પ્રમાણે થાય છે: પોતાનાં સ્વજન પ્રત્યેના વિશિષ્ટ પ્રેમને નામે માણસો બીજા મનુષ્યો પ્રત્યેની પોતાની ફરજમાંથી પોતાને બારેગ થયેલાં સમજે છે, લોભ, કલહ, પ્રમાદ, ને તૃષ્ણારૂપી પાપો કુટુંબ પેટે કરે છે, અને એ બધાંની ગણના પાપમાં કરતાં જ નથી.

૨૫૮. આ ભૂલથાપમાં રહેલું અસત્ય આવું છે: પોતાના વંશનો વેલો કાયમ રાખવાની ઉસ્કેરણી પશુવૃત્તિને લીધે મનુષ્યને થાય છે, અને એ વૃત્તિ મનુષ્યપ્રેમ ઓછો કરે નહિ તેટલે અંશે જ ક્ષન્તવ્ય છે: છતાં એ વૃત્તિને એક સદ્ગુણ માની લેવામાં આવે છે, અને એ રીતે પાપનો બચાવ કરવામાં આવે છે.

૨૫૯. આ ભૂલથાપમાં રહેલી હાનિ આવી હોય છે: બીજી બધી ભૂલથાપો કરતાં વિશેષ અંશે આ ભૂલથાપ

માલમિલકતના પાપનું સ્વરૂપ ઉગ્ર બનાવે છે, સ્વકુટુંબ-વત્સલતારૂપી પાશવ લાગણીને સદ્‌ગુણને સ્થાને ચડાવીને માણસો વચ્ચેના કલહ કડવા કરી મૂકે છે, અને જીવનનું ખરૂં પ્રયોજન સમજવાનો સંભવ લોકોને આડે માર્ગે દોરીને ઓછો કરી દે છે.

૨૬૦. આ ભૂલથાપમાંથી બચવાને સારૂ માણસે સ્વજન-પ્રેમ પોતાના અન્તરમાં કેળવવો નહિ, એ પ્રેમને સદ્‌ગુણમાં ગણવો નહિ, અને એને સર્વથા વશ થઈ જવું નહિ એટલું જ નહિ, પરંતુ ઉલટું ભૂલથાપ બરાબર સમજીને તેણે હમેશાં તેથી સાવધાન રહેવું જોઈએ, જેથી કરીને પ્રભુપ્રેમને ભોગે કુટુંબપ્રેમ ખીલે નહિ.

૨૬૧. પોતાના શત્રુઓ, કદ્રૂપાં માણસો, અને અજાણ્યા લોકો પ્રત્યે મનુષ્ય અમર્યાદ પ્રેમ રાખી શકે, અને એ પ્રેમને સર્વથા વશ વર્તીને રહી શકે; પરંતુ એવો પ્રેમ પોતાના કુટુંબ પ્રત્યે દાખવવો યોગ્ય નથી, કેમકે તેથી માણસ આંધળો બની જાય છે અને પાપના બચાવ કરતા શીખે છે.

૨૬૨. આ ભૂલથાપમાંથી બચવાને માટે માણસે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે, કે કોઈ પણ જીવ પોતે જીવે છે તે બદલ કાંઈ ઈનામ માગતો નથી તે જ પ્રમાણે પ્રેમ કોઈ પણ પ્રકારના બદલા માગે નહિ, બદલાની રાહ જુએ નહિ, કે આશા રાખે નહિ, ત્યારે જ તે સાચો પ્રેમ છે, અને તેથી જીવનસત્ત્વ અને કલ્યાણ પ્રાપ્ત થાય છે; પરંતુ સ્વજન પ્રત્યેનો પ્રેમ એ પાશવ લાગણી છે, અને પ્રેરણાની મર્યાદામાં રહે ત્યાંસુધી જ તથા મનુષ્યની

આધ્યાત્મિક જરૂરિયાતોમાં આડે આવે નહિ ત્યાંસુધી જ તે ક્ષન્તવ્ય છે.

૨૬૩. એટલે કે, આ ભૂલથાપમાંથી બચવાને માટે, મનુષ્યે પોતાના કુટુંબના હિતાર્થે પોતે જે જે કરવાનું ઇચ્છે છે તે બધું જ કોઈ અજાણ્યા માણસને માટે પણ કરવાના યત્ન કરવો જોઈએ, અને કોઈ પણ અજાણ્યાને માટે પોતે જે જે કરવાને તૈયાર નથી અથવા શક્તિમાન નથી તેમાંનું કાંઈ પણ પોતાના સ્વજનને માટે તેણે કરવું જોઈએ નહિ.

## ૪૮. મિત્રતાની ભૂલથાપમાં રહેલાં અસત્ય અને હાનિ

૨૬૪. બીજા માણસોથી છૂટાં પડી, અમુક આન્તરિક શરતો પ્રમાણે પરસ્પર એકતા સાધી, એ શરતો બરાબર પાળી માણસો એમ સમજે છે કે એ પ્રમાણે તેઓ બહુ સુન્દર કામ કરી રહ્યાં છે, અને તેથી પોતાના અંતઃકરણની સાધારણ ઇચ્છા પ્રમાણે ન વર્તવાની તેઓને છૂટ મળી છે.

૨૬૫. આ ભૂલથાપનું અસત્ય આવું છે: થોડા માણસોનું એક નાનું મંડળ બનાવીને લોકો સર્વ મનુષ્યો સાથેના કુદરતી મંડળથી છૂટા પડી જાય છે, અને કૃત્રિમ સહાયતાને નામે અતિમહત્ત્વની કુદરતી સહાયતાને ધોકો લગાડે છે.

૨૬૬. આ ભૂલથાપમાં રહેલી હાનિ આ પ્રકારની છે: અમુક શરતોવાળાં મંડળોમાં ભળવાથી માણસો જીવનમાં બુદ્ધિના સામાન્ય નિયમો પ્રમાણે નહિ ચાલતાં પોતાના મંડળના આન્તરિક નિયમો પ્રમાણે વર્તે છે, અને તેથી સર્વ

મનુષ્યોને સાધારણ એવાં ઐહિક જીવનતત્ત્વોથી વધુ વધુ આઘા જાય છે, પોતાના મંડળની બહારના સર્વ જણ પ્રત્યે વધારે અસહિષ્ણુ અને નિર્દય બને છે, અને એમ કરવાથી પોતાને તથા બીજાને સાચા કલ્યાણથી વંચિત રાખે છે.

૨૬૭. આ ભૂલથાપમાંથી બચવાને માટે મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે, કે માણસે બનાવેલા મંડળના નિયમો પુષ્કળ ભિન્ન ભિન્ન હોય, પુષ્કળ અનિત્ય હોય, અને પરસ્પર વિરુદ્ધ હોય; આવો મનુષ્યકૃત કૃત્રિમ પ્રત્યેક નિયમ, પ્રેમના નિયમની વિરુદ્ધ હોય તો, મનુષ્યને બંધનકારક હોઈ શકે નહિ; વળી માણસોનું પ્રત્યેક નિરાળું મંડળ આત્મસમાગમની મર્યાદા ઘટાડે છે, અને તેથી વિશ્વનાં સર્વ મનુષ્યો સાથે પ્રેમસમાગમની શક્યતારૂપી આત્મકલ્યાણની મુખ્ય શરતથી તેને વંચિત રાખે છે.

૨૬૮. એટલે કે, આપણે આવા સમાજો, મંડળો, સંગઠનોમાં જોડાવું ન જોઈએ એટલું જ નહિ, પણ ઊલટું બીજાં બધાં માણસોનો બહિષ્કાર કરતી પ્રત્યેક પ્રવૃત્તિથી દૂર ભાગવું જોઈએ.

## ૪૯. રાષ્ટ્રની ભૂલથાપમાં રહેલાં અસત્ય અને હાનિ

૨૬૯. આ અતિક્રૂર ભૂલથાપ, ખોટા ધર્મની પેઠે જ, બે કપટમય રીતોએ માણસને ગળે વળગે છે: (૧) બાળકપણમાં જ જુદાઈનો સંસ્કાર પાડીને, અને (૨) બાહ્ય ભપકાથી માણસની જ્ઞાનેન્દ્રિયોને આંજી નાખીને. રાષ્ટ્રમાં

રહેતા લગભગ બધા માણસો બુદ્ધિની જાગૃતિ પામે છે કે તરત જ સમજે છે, કે પોતે રાષ્ટ્રહિતની ભૂલથાપોમાં સજ્જડ ભેરવાઈ પડેલા છે, અને એવા દૃઢ નિશ્ચયપૂર્વક જીવી રહ્યા છે કે પોતાની પ્રજા, પોતાનો દેશ, પોતાની માતૃભૂમિ સૌથી શ્રેષ્ઠ છે, અને પ્રભુની માનીતી પ્રજા, દેશ, માતૃભૂમિ છે; અને એના કલ્યાણ ને શ્રેયને માટે ચાલુ સરકારનાં શાસનો લોકોએ આંખ મીંચીને જ માનવાં રહ્યાં, અને એ સરકારના હુકમે કરીને પોતાના પાડોશીઓને ત્રાસ દેવો, ઈજા કરવી, કે મારી નાખવા રહ્યા.

૨૭૦. આ ભૂલથાપનું અસત્ય આ રહ્યું: પોતાની પ્રજાના કલ્યાણને નામે પોતાના અન્તરાત્માનો તથા પોતાની નૈતિક સ્વતન્ત્રતાનો નાદ માણસે ઊંચે મૂકવો જોઈએ એવું તે સમજે છે.

૨૭૧. આ ભૂલથાપની હાનિ આ રહી: ઘણાં માણસોનું હિત શેમાં રહેલું છે એ જાણવાની અને સમજવાની પોતામાં શક્તિ છે એવું એકવાર મનુષ્ય માનતો થયો, કે પછી એ બહુજનકલ્યાણ વિષેની પોતાની સમજણને મર્યાદામાં રાખી શકતો જ નથી; એ કલ્યાણ ગમે તેવા કાર્યમાંથી તે ઘટાવી શકે છે, અને એ પ્રમાણે ગમે તેવા કાર્યનો બચાવ કરી શકે છે. વળી ભાવિ બહુજનકલ્યાણને કાજે એક માણસનું હિત કે જીવન વણસાડી શકાય એવી માન્યતા માણસમાં એકવાર પેઠી, કે પછી એવા કલ્પિત પરિણામની ખાતર કેટલું અનિષ્ટ થશે તેની હદ રાખી શકાતી નથી. બહુજનનું ભાવિ કલ્યાણ મનુષ્ય સમજી શકે છે એ પહેલી માન્યતાને આધારે પ્રાચીન સમયમાં શારીરિક

યાતનાઓ, ધાર્મિક સજા કરનારી કચેરીઓ, ગુલામગીરી, એ સૌની સ્થાપના હતી, અને અર્વાચીન સમયમાં કોરટો, જેલો, અને જમીનની માલકીની સ્થાપના હસ્તીમાં છે. બીજી માન્યતાને આધારે પ્રાચીન કાળમાં કૈઆફસે ઇશુ ખ્રિસ્તને મરાવી નંખાવ્યો, અને અર્વાચીન કાળમાં લાખો માણસો લડાઈમાં અને સજાને પરિણામે નાશ પામે છે.

૨૭૨. આ ભૂલથાપમાંથી બચવાને સારૂ માણસે સમજપૂર્વક યાદ રાખવું જોઈએ, કે પોતે પ્રથમ વિશ્વવ્યાપી રાષ્ટ્રનો સભ્ય હોઈ ઇશ્વરને આધીન છે, અને પછી અમુક દેશ કે પ્રજાનો જન છે; પોતાનાં કૃત્યોની જવાબદારી બીજા કોઈને માથે તે નાખી શકે નહિ પણ તે જવાબદારી તેને પોતાને જ હમેશાં શિરાવવાની છે.

૨૭૩. એટલે કે, માણસે કોઈ પણ પરિસ્થિતિમાં પોતાની પ્રજા કે દેશના લોકોને બીજી પ્રજા કે દેશના લોકો કરતાં વહાલા ગણવા જોઈએ નહિ; ભાવિ બહુજનકલ્યાણના વિચારે તેણે કદી પણ પોતાના પાડોશીઓનું અનિષ્ટ કરવું જોઈએ નહિ; પોતાના અન્તરાત્માના નાદને કોરે મૂકીને કોઈ પણ મનુષ્યનું કહ્યું માનવાની પોતાને માથે ફરજ છે એ તેણે કદાપિ ગણવું જોઈએ નહિ.

# વિભાગ છઠ્ઠો

## પાપ જોડે ઝઘડો

### ૫૦. પાપ જોડે ઝઘડો

૨૭૪. પરંતુ, શ્રદ્ધાના આભાસમાંથી છૂટ્યા છતાં અને ભૂલથાપોમાંથી બચ્યા છતાં માણસ પાપમાં પડે છે. બુદ્ધિની જાગૃતિ પામેલો મનુષ્ય સમજે છે કે પોતાના જીવનનું સાર્થક્ય પ્રભુસેવામાં જ રહેલું છે, અને તે છતાં ટેવને જોરે તે પાપાચરણ કરે છે, અને તે પરિણામે પ્રેમના પ્રાકટ્યમાં તથા સાચા કલ્યાણની પ્રાપ્તિમાં અન્તરાય ઊભા કરે છે.

૨૭૫. પાપાચરણની ટેવ સાથે ઝઘડવાનાં માણસ પાસે કયાં સાધનો છે?

૨૭૬. પાપાચરણની ટેવ જોડે ઝઘડવાનાં બે સાધન છે: પહેલું એ કે પાપનાં પરિણામ બહુ સ્પષ્ટતાપૂર્વક સમજી લેવાં,—જે હેતુપૂર્વક પાપ કરવામા આવે છે તે હેતુ કદી સધાતો નથી અને વ્યક્તિનું પાશવ સુખ વધવાને બદલે ઊલટું ઘટે છે; બીજું એ કે કયા પ્રકારનાં પાપની સાથે ઝઘડની શરૂઆત કરવી, કયાં પહેલાં ને કયાં પછી લેવા, તેનો બરાબર ખ્યાલ કરવો.

૨૭૭. એટલે કે, પ્રથમ તો, બરાબર સમજીને યાદ રાખવું ઘટે છે, કે જગતમાં મનુષ્યની સ્થિતિ જ એવી છે કે તેનામાં બુદ્ધિની જાગૃતિ થયા પછી વ્યક્તિગત સુખ સાધવાના તે જેટલા પ્રયત્ન કરે તે પ્રત્યેક તેને સાચા સુખથી જ વંચિત રાખે છે; અને તેથી ઉલટું પોતાના સુખનો તે વિચાર સરખો કરતો નથી પરંતુ પ્રભુસેવામાં જ પોતાનું સર્વબળ વાપરે છે, ત્યારે જ તેને પોતાનું કલ્યાણ હાથ આવે છે.

૨૭૮. બીજી વાત એ છે, કે પાપાચરણ જોડેના ઝઘડામાં ફતેહ મેળવવાને માટે કયા પાપ પ્રત્યે પોતાનું લક્ષ પ્રથમ દેવાનું છે તે જાણવાની જરૂર છે; એવા પાપ જોડે ઝઘડા શરૂ કરવો નહિ કે જેની જડ કોઈ બીજા પાપમાં હોય અને તે જડ હાથ લાગી ન હોય; બધાં પાપનો પરસ્પર સંબન્ધ અને તેમની આનુપૂર્વી સમજવી જોઈએ.

## ૫૧. પાપ જોડેના ઝઘડાની આનુપૂર્વી

૨૭૯. બધાં પાપ પરસ્પર સંબન્ધવાળાં અને અમુક ક્રમને અનુસરનારાં હોય છે, અને તેને પરિણામે એક પાપમાંથી બીજું ઉભું થાય છે અથવા એક પાપ બીજામાંથી છૂટવામાં નડતરરૂપ બને છે.

૨૮૦. આવેશરૂપી પાપને વશ વર્તતો મનુષ્ય કોઈ પણ પાપથી મુક્તિ પામે એ અસંભવિત છે; મિલકતરૂપી પાપમાં પડેલો માણસ જીવનકલહમાંથી છૂટે એ અસંભવિત છે;

આળસરૂપી પાપને વરેલો માણસ મિલકતરૂપી પાપથી છૂટી શકે નહિ; અને તૃષ્ણારૂપી પાપમાં પડેલો માણસ જીવનકલહ તથા મિલકતરૂપી પાપમાંથી છૂટી શકે નહિ.

૨૮૧. આનો અર્થ એમ નથી કે મનુષ્યને કોઈક વખતે દરેક પાપની સાથે ઝઘડવું નહિ પડે, પરંતુ પાપની સાથેનો ઝઘડો સફળ થાય એટલા માટે કયા પાપની સાથે ઝઘડો શરૂ કરવો, અથવા કયા પાપની સાથે પહેલો ઝઘડો ન કરવો, એ જાણવું આપણો હેતુ પાર પાડવા માટે આવશ્યક છે.

૨૮૨. પાપની સાથેના આ ઝઘડામાં ક્રમ ન સચવાયાથી જ આખો પ્રયાસ નિષ્ફળ જાય છે, અને ઘણીવાર એ ઝઘડામાં મથી રહેલો મનુષ્ય નિરાશ બની જાય છે.

૨૮૩. આવેશરૂપી પાપ — પછી તે આવેશ ગમે તે પ્રકારનો હોય — એ એવું પાપ છે કે જેને વશ થવાથી બીજા કોઈ પણ પાપ સાથેનો ઝઘડો અશક્ય બની જાય છે; આ આવેશનું કારણ માદક પદાર્થો, કે દબદબાવાળા પ્રસંગો, કે બહુ વેગવાળી જોસભરી હીલચાલો હોય; એ આવેશ-ભર્યો માણસ આળસ, કે તૃષ્ણા, કે સંભોગ, કે સત્તામોહ-રૂપી પાપ સાથે જરા પણ ઝઘડશે નહિ. એટલે કે, બીજાં પાપની સાથે ઝઘડવાનું સામર્થ્ય આવે એટલા માટે, માણસે પ્રથમ તો આવેશરૂપી પાપમાંથી છૂટવું જોઈએ.

૨૮૪. તૃષ્ણા, લાભ, સત્તામોહ, કે સંભોગરૂપી પાપ સાથે બાથ ભીડવાને સમર્થ બનવા સારૂ, બીજે નંબરે, માણસે આળસરૂપી પાપમાંથી છૂટવું જોઈએ. આળસરૂપી પાપમાંથી માણસ જેટલો વધારે છૂટો થયો હોય, તેટલી

વધારે સરળતા બીજાં પાપો — તૃષ્ણા, લાભ, સંભોગ, ને સત્તામોહ — માંથી છૂટવાની તેને મળે છે: કામગરા માણસને પોતાની હાજતો સંતોખવામાં સંકુલ સાધનોની જરૂર પડતી નથી, મિલકતની જરૂર રહેતી નથી, સંભોગનાં પ્રલોભનોમાંથી વધારે પ્રમાણમાં મુક્તિ મળે છે, અને જીવન-કલહ માટે કારણુ કે સમય હોતાં નથી.

૨૮૫. પછીનું પાપ તે તૃષ્ણારૂપી પાપ છે. અન્ન, વસ્ત્ર, અને આવાસમાં માણસ જેમ મિતભોગી હોય, તેમ તેને લાભ, સત્તામોહ, ને સંભોગરૂપી પાપમાંથી છૂટવાની સરળતા મળે છે: જે માણસ થોડાથી સંતોષ માને છે, તેને મિલકત જોઈતી નથી; તેનું મિતભોગીપણું સંભોગની સાથે ઝઘડવામાં તેને સાહ્ય કરે છે; અને અલ્પ હાજતોને લીધે તેને વલખાં મારવાં પડતાં નથી.

૨૮૬. ત્યાર પછી આવે છે લાભરૂપી પાપ. આ પાપથી માણસ જેમ વધારે છૂટો હોય, તેમ સંભોગ તથા સત્તામોહરૂપી પાપથી દૂર રહેવામાં તેને વધારે સરળતા પડે છે. માલમિલકત હદ પારની વધારી મૂકવાથી સંભોગરૂપી પાપને પુષ્કળ ઉત્તેજન મળે છે, તેમજ તેથી સમાજમાં ખાલી વલખાં મારવાની ખૂબ જ જરૂર પડે છે.

૨૮૭. ત્યાર પછીનું અને છેલ્લું પાપ તે ખાલી વલખાં મારવાનું કે સત્તામોહરૂપી પાપ છે; આ પાપનો બાકીનાં બધાં પાપમાં સમાવેશ થઈ જાય છે, અને એ બધાં પાપને લીધે જ તે પ્રગટ થાય છે; અને પૂર્વોક્ત બધાં પાપથી છૂટાય, તો જ આ સત્તામોહરૂપી પાપમાંથી મોટે ભાગે બચી શકાય છે.

## ૫૨. પાપની સાથે બાથ ભીડવાની રીત

૨૮૮. પાપની આનુપૂર્વી સમજ્યાથી પાપની સાથે માત્ર સામાન્ય રીતે બાથ ભીડી શકાય છે, અર્થાત જે પાપમાંથી છૂટ્યા સિવાય બીજાં પાપ જોડે ઝઘડી શકાય નહિ તેવાં પાપની સાથે પ્રથમ બાથ ભીડવી જોઈએ.

૨૮૯. પરંતુ પ્રત્યેક છૂટક પાપની સાથેના ઝઘડામાં પણ પાપના જે સ્વરૂપમાંથી મુક્તિ મેળવવી મનુષ્યના હાથની વાત છે તેની જોડે પ્રથમ બાથ ભીડવી જોઈએ, કેમકે તે હજી ટેવરૂપે રૂઢ થઈ ગયું નથી.

૨૯૦. પાપના સર્વ પ્રકારોમાં,— આવેશ, આળસ, તૃષ્ણા, લાભ, સત્તા અને સંભોગમાં,— એવાં સ્વરૂપ તે અંગત પાપ છે, જે પાપ માણસ પહેલી જ વાર કરે છે, અને જેની તેને હજી ટેવ પડી ગયેલી નથી. એટલે કે, માણસે સૌથી પહેલાં અંગત પાપમાંથી છૂટવું જોઈએ.

૨૯૧. એ અંગત પાપમાંથી છૂટ્યા પછી જ, અર્થાત પોતાના વ્યક્તિગત સુખની વૃદ્ધિને સારૂ નવા ઉપાયો શોધવાનું કામ છોડી દીધા પછીજ, મનુષ્યે પાપની ટેવોની સાથે, એટલે પાપમાં ખૂંપી ગયેલી રૂઢિની સાથે, બાથ ભીડવાનું શરૂ કરવું જોઈએ.

૨૯૨. અને આ અંગત પાપને નાબુદ કર્યા પછી જ મૂલગત પાપ સાથે બાથ ભીડી શકાય.

## ૫૩. આવેશરૂપી પાપ જોડે ઝઘડો

૨૯૩. પ્રેમના આવિર્ભાવ તથા વિસ્તારમાં મનુષ્યનું અંતિમ ધ્યેય રહેલું છે. પોતાના સાચા અધ્યાત્મ સ્વરૂપને મનુષ્ય ઓળખતો થાય ત્યારે જ એ પ્રેમવિસ્તાર પ્રગટે છે. જેમ સાચા આત્મસ્વરૂપનું ભાન વધારે, તેમ મનુષ્યનું આત્મકલ્યાણ પણ વધારે. તેથી આ આત્મભાનની વિરોધી પ્રત્યેક વસ્તુ (અને પ્રત્યેક આવેશ એવી વિરોધી વસ્તુ છે), વ્યક્તિજીવનનું અતિશય જોસભર્યું ખોટું ભાન અને સાચા આત્મસ્વરૂપનું નિર્બળ ઝાંખું ભાન (પ્રત્યેક આવેશમા હોય છે તેવું), મનુષ્યના સાચા કલ્યાણમાર્ગમાં અન્તરાયરૂપ થાય છે.

૨૯૪. પરંતુ આત્મભાન પામેલા મનુષ્યના સાચા કલ્યાણમાર્ગમાં પ્રત્યેક આવેશ અન્તરાયરૂપ બને છે એટલું જ નહિ, પણ તે મનુષ્યને ભૂલાવામાં નાંખે છે; આવેશને વશ થતો માણસ પોતાનું વ્યક્તિગત સુખ શોધે છે, પણ તે તેને કદી મળતું જ નથી, અને ઉલટું જે શરીરસુખ તેનું હતું તે પણ તે ખોઈ બેસે છે.

૨૯૫. હજી પશુદશામાં જ રહેલો મનુષ્ય અથવા બુદ્ધિભાન નહિ પામેલું બાળક બીડી પીવી, દારૂ પીવો, અનિગંભાર પરિસ્થિતિમાં બેસવું, નાચવું કે એવા કોઈ આવેશમાં વિવશ થાય, ત્યારે તેને તે આવેશમાંથી પરિપૂર્ણ તૃપ્તિ મળે છે, અને એ આવેશની પુનરાવૃત્તિની જરૂર રહેતી

નથી. પરંતુ બુદ્ધિભાન પામેલો મનુષ્ય સમજી શકે છે, કે પ્રત્યેક આવેશને પરિણામે પોતાની બુદ્ધિની કાર્યશક્તિ ઓછી થતી જાય છે, અને પોતાની શારીરિક તથા આધ્યાત્મિક પ્રકૃતિને પોષક પદાર્થો વચ્ચેના વિરોધથી ઉપજતી માનસિક ગ્લાનિ નષ્ટ થતી જાય છે; અને તેથી આવેશની પુનરાવૃત્તિ તથા અભિવૃદ્ધિની તેને ઇચ્છા થાય છે, તે એટલે સુધી કે પોતાની જાગૃત બુદ્ધિ પાછી પૂરેપૂરી સૂઈ જાય ત્યાં સુધી તે આવેશને વશ થયા કરે છે; પરિણામે શારીરિક જીવન સંપૂર્ણ-પણે, અથવા અવશ્ય અલ્પ પ્રમાણમાં તો, નષ્ટ થાય છે. એટલે બુદ્ધિમન્ત જીવન આ પાપને વિવશ થયેથી ધારેલું સુખ પ્રાપ્ત કરતું નથી એટલું જ નહિ, પણ અતિવિવિધ તથા અતિનિષ્ઠુર આપદાઓમાં આવી પડે છે.

૨૯૬. આવેશને વશ ન થનાર માણસ પોતાની ઈશ્વરદત્ત સર્વ માનસિક શક્તિઓનો ઉપયોગ ઐહિક સુખને અર્થે કરી શકે છે, અને એ શારીરિક સુખમય જીવનને માટે બુદ્ધિપૂર્વક ઉત્તમ ઉપાયો યોજી શકે છે; પણ આવેશને વશ પડેલો માણસ દુઃખને દૂર રાખવાને અને સુખની પ્રાપ્તિને માટે ઉપયોગી પેલી માનસિક શક્તિઓ — જે પ્રત્યેક દેહધારીને મળેલી જ છે — તે પણ ખોઈ બેસે છે.

૨૯૭. આવેશરૂપી પાપને વશ થનાર પાપીને સહેવાં પડતાં પરિણામો ઉપર ગણાવવામાં આવ્યાં; પરંતુ તેની આસપાસનાં માણસોને તો સવિશેષ હાનિ પહોંચે છે; કેમકે, પ્રથમ તો, આવેશ ઉપજાવવાને માટે અતિવિશાળ શક્તિઓનો વ્યય આવશ્યક છે, તેથી માદક પદાર્થો બનાવવામાં તથા આવેશ ઉપજાવનારાં દબદબાવાળાં કૃત્યો, સરઘસો, ઉપદેશો,

સ્મારકો, મંદિરો અને વિવિધ ઓચ્છવો યોજવામાં અને તેમને ટકાવી રાખવામાં માણસજાતની મોટા ભાગની મજૂરીનો દુર્વ્યય થાય છે; અને વળી બીડી, દારૂ, જોસભરી હીલચાલો, અને ખાસ કરીને દબદબાવાળાં કૃત્યોના આવેશને પરિણામે અવિચારી માણસો અતિનીરસ, અશિષ્ટ, હાનિકારક અને ક્રૂર કામો કરી બેસે છે. કોઇ પણ આવેશના પ્રલોભનને વશ થતા પહેલાં માણસે આ બધી બાબત ધ્યાનમાં લેવી ઘટે છે.

૨૯૮. જ્યાં સુધી માણસ સદેહ છે ત્યાં સુધી ખાનપાન, બાહ્ય પરિસ્થિતિ, કે જોસભરી હીલચાલથી ઉપજતા આવેશના ક્ષણિક વેગથી સર્વથા અલિપ્ત રહેવાને તે અસમર્થ છે, અને તેને પરિણામે આવતી પાશવ ચેતનાની વૃદ્ધિ ને આત્મિક ચેતનાની નિર્બળતા પણ તે નિવારી શકતો નથી. પરંતુ આવેશની ગતિ બિલકુલ રોકવાને તે અસમર્થ હોય છે છતાં તે તેને સૂક્ષ્મતમ અંશ સુધી ઓછી કરી શકે છે. અને પ્રત્યેક મનુષ્ય જેને વશ વર્તે છે એવા આવેશરૂપી પાપની જોડનો ઝઘડો એમાં જ રહેલો છે.

૨૯૯. આવેશરૂપી પાપથી છૂટવાને માટે મનુષ્યે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે. કે અમુક અમુક વખતે અને અમુક અમુક પરિસ્થિતિમાં અમુક અંશે મર્યાદિત આવેશ મનુષ્યનો પ્રાણીધર્મ છે ખરો, પરંતુ જાગૃત બુદ્ધિના પ્રભાવે તેણે એવા આવેશની ખોજ કરવી નહિ એટલું જ નહિ, પણ તેથી દૂર ભાગવું જોઇએ, અને પ્રશાંત મનોદશામાં વિહરવું જોઈએ; તેથી કરીને તેના મનની કાર્યશક્તિ પૂર્ણ વેગે પ્રગટ થશે, અને તે શક્તિની નિરંતર સેવનાથી તે

પોતાનું તેમજ પોતાની સાથે સંબન્ધ રાખતા મનુષ્યો તથા પ્રાણીઓનું વધુમાં વધુ હિત સાધવાને સમર્થ થશે.

૩૦૦. એ મનોદશાને પ્રાપ્ત કરવા સારૂ પહેલું પગથિયું એ છે, કે મનુષ્ય આવેશરૂપી પાપમાં જેટલે અંશે હેવાયો છે તથા જે એનો જીવનધર્મ થઈ પડ્યો છે, તેમાં તેણે તલમાત્ર પણ વધારો કરવો નહિ. અમુક સમયે પુનઃ પુનઃ દર્શન દેતી અને સંબન્ધીઓથી ઉત્તેજન પામતી આવેશની કેટલીક ટેવો તેના નિત્યના કાર્યક્રમમાં ઘુસી ગઈ હોય, તો તે ટેવોને તે ભલે જારી રાખે, પણ અનુકરણથી કે સ્વકલ્પનાથી તેણે નવી ટેવો તો અવશ્ય પાડવી ન જ જોઈએ: તેને સિગરેટ કે બીડી પીવાની ટેવ પડી હોય, તો તેણે સિગાર કે ચિરૂટ કે અફીણનો હુક્કો પીવાની લતમાં પડવું જોઈએ નહિ; તેને બીર કે દારૂ પીવાની ટેવ હોય, તો તેણે બીજો કોઈ વધારે માદક પદાર્થ લેતાં શીખવું નહિ; તેને ઘેર કે દેવળમાં પ્રાર્થના વખતે સાષ્ટાંગ પ્રણામ કરવાની અથવા ઉપદેશ સાંભળી નાચવા કૂદવાની ટેવ પડેલી હોય, તો તેણે નવા ખેલ શીખવા નહિ; તેને અમુક તહેવારો ઉઝવવાની ટેવ હોય, તો તેણે તેમાં નવા ઉમેરવા નહિ. જે આવેશોમાં પોતે ટેવાયો છે તેમાં વધારો ન કરે, તો મનુષ્ય તેમાંથી જરૂર પોતાનો તથા બીજાનો છૂટકારો સુગમ કરી મૂકે. પાપની નવી નવી પદ્ધતિઓ ન યોજાય, તો પાપ જરૂર નાશ પામે, કેમકે ટેવની આરંભદશાથી જ પાપની શરૂઆત થાય છે અને તેથી તેને કબજે કરવું શક્ય છે. પાપથી પ્રયત્નપૂર્વક વિમુક્ત થએલા મનુષ્યો હોય છે જ અને ભવિષ્યમાં હશે જ.

૩૦૧. આવેશરૂપી પાપની ઘેલછા માણસ નિશ્ચિત રીતે સમજ્યો હોય, અને પોતે ટેવાઈ ગયો હોય એવી આવેશની આદતોમાં જરા પણ વધારો ન કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હોય, તો તેણે બીડી ને દારૂની લતમાંથી છૂટી જવું જોઈએ; દબદબાવાળા ધાર્મિક ઓચ્છવોમાં ભાગ લેતા અટકવું જોઈએ; આવેશભર્યા નાચ અને એવી હીલચાલો કરતા બંધ પડવું જોઈએ.

૩૦૨. આવેશની એવી કૃત્રિમ ટેવોથી મુક્ત થએલા માણસે પ્રત્યેક જણ જેને વશ વર્તે છે તેવાં આવેશનાં મૂલગત કારણોમાંથી — અમુક પ્રકારનાં ખાનપાન, હીલચાલો અને વાતાવરણમાંથી — પોતે છૂટવું જોઈએ.

૩૦૩. ખાનપાન, હીલચાલો, અને વાતાવરણથી નીપજતા માદક આવેશની અસરમાંથી સદેહ મનુષ્ય પૂર્ણતાએ કદી વિમુક્ત થાય નહિ, તોપણ એ પરિસ્થિતિનો વેગ લઘુતમ અંશ સુધી ઉતારી શકાય ખરો. બુદ્ધિભાન પામેલો મનુષ્ય આવેશની પરિસ્થિતિમાથી વધુ વધુ વિમુક્ત થતો જાય, તેમ તેમ તેનું ચિત્ત વધુ વધુ પ્રસન્ન થતું જશે, બીજાં બધાં પાપની જોડે ઝઘડવાનું વધારે સહેલું થતું જશે, સાચું સુખ વધારે પ્રમાણમાં મળતું જશે, ઐહિક સુખ પણ વધુ પ્રાપ્ત થશે, અને બીજાં માણસોના કલ્યાણમાં પોતાનો ફાળો વધારે અપાશે.

## ૫૪. આળસરૂપી પાપ જોડે ઝઘડો

૩૦૪. જાગૃત બુદ્ધિવાળો મનુષ્ય પોતાની જાત માટે જ જીવતો, પોતાની જાત પૂરતો જ સંતોષી, અને પોતાનું સ્વતંત્ર હિત સાધતો માણસ ન હોય, પણ તે તો પ્રભુનો દૂત હોય, અને તે જેટલે અંશે પ્રભુની ઇચ્છા પ્રમાણે વર્તે તેટલે જ અંશે તેનું પોતાનું કલ્યાણ સધાય. એટલે કે કોઈ મજૂર પોતાની મજૂરીના ઓજારની માવજત કર્યા કરે, પોતાની કોદાળી કે દાતરડાને સાચવ્યા કરે, અને પોતાને ચીંધેલું કામ ન કરે એ જેટલું બુદ્ધિવગરનું કહેવાય, તેટલું જ બુદ્ધિવગરનું કામ કોઈ માણસ પોતાનું વ્યક્તિગત સુખ સાધવા જાય તે છે. બાઇબલમાં કહ્યા પ્રમાણે, જે માણસ પોતાનું દેહસુખ સાધે છે, તે જીવનની ખરી મઝા ખુએ છે; દેહજીવન જતું કરવાથી જ સાચું જીવન માણવાનો સંભવ પ્રાપ્ત થાય છે.

૩૦૫. એક મજૂર પોતાના સાથીઓ સાથે માથે લીધેલું કામ કરવા જાય, અને પોતાનાં ઓજારને કામથી ઘસાવા દેવાને બદલે તેની માવજત કરવા માટે અથવા તે સાચવી રાખવા માટે પોતાના સાથીનાં ઓજાર ભાગી નાખે કે બગાડે એ જેટલું બુદ્ધિવગરનું કામ ગણાય, તેટલું જ બુદ્ધિવગરનું કામ પોતાની હાજતો સંતોષવા માટે બીજાની પાસે મજૂરી કરાવવી એ છે.

૩૦૬. પરંતુ પોતે મજૂરીમાંથી છટકી જઈ બીજા પાસે કામ કરાવી લેનાર માણસ સાચું આત્મહિત જતું કરે છે, અને, તે ઉપરાંત, હાજતો પૂરી પાડવા માટે આવશ્યક સ્વાભાવિક શારીરિક શ્રમ લેનાર મનુષ્યને સુલભ ઐહિક દેહસુખ પણ તે પામતો નથી.

૩૦૭. દેહજીવનને માટે આવશ્યક મજૂરી તથા આરામ બરાબર યોગ્ય પ્રમાણમાં કરનાર, અને તેથી પશુની પેઠે પ્રેરણામય જીવન જીવનાર, માણસને પોતાના વ્યક્તિગત જીવનનું વધારેમાં વધારે સુખ ઉદ્યોગ અને આરામની મદદથી મળી રહે છે. પણ જે ક્ષણથી તે પોતાની મજૂરી બીજાને માથે કૃત્રિમ ઉપાયોથી લાદે, અને પોતે કૃત્રિમ આરામ લેવાની જોગવાઈ કરે, તે ક્ષણથી તેને આરામનો કશો એ આનન્દ મળશે નહિ.

૩૦૮. આરામનો સાચો આનન્દ હાથપગ હલાવનાર મનુષ્યને જ મળે છે, પણ આળસુ માણસ તો જે આરામ લેવાની પોતે પેરવી કરી રહ્યો છે તેને બદલે સતત ક્ષોભ પામે છે; અને વળી એ કૃત્રિમ આરામ આનન્દનું મૂળ—આરોગ્ય—તેનો જ નાશ કરે છે; તેથી કરીને શરીર દુબળું પડી જવાથી કામ કરવાનો સંભવ જ લુપ્ત થઈ જાય છે, અને કામના પરિણામે જે સાચો આરામ મળે છે તે પણ ઊડી જાય છે, અને તેના શરીરમાં ગંભીર રોગો જન્મ પામે છે.

૩૦૯. આળસરૂપી પાપ વહોરનારને આળસનાં આવાં ફળ મળે છે; તેના આડોશીપાડોશીઓને પણ એ પાપ નુકસાન કરે છે, કેમકે પ્રથમ તો, એક ચીની કહેવત મુજબ, એક આળસુ માણસ હોય તો એક ભૂખે મરતો માણસ પણ હોવો જોઈએ; વળી, આળસુને જે અસંતોષ રહ્યાં કરે છે તેથી અજાણ અને વિચારશૂન્ય માણસો આળસુનું અનુકરણ કરવા જાય છે, અને પરિણામે પોતે એ અસંતોષના ભોગ થઈ પડે છે.

૩૧૦. આળસરૂપી પાપમાંથી બચવાને માટે માણસે સ્પષ્ટ રીતે સમજપૂર્વક યાદ રાખવું જોઈએ, કે પોતે જે કામ કરી રહ્યો છે તેમાંથી છટકી જવાનો પ્રત્યેક પ્રયત્ન તેનું પોતાનું

વ્યક્તિગત સુખ વધારવાને બદલે ઓછું કરે છે, અને બીજાં માણસોને માટે અનાવશ્યક અનિષ્ટ ઊભું કરે છે.

૩૧૧. મનુષ્યના વ્યક્તિગત પશુજીવનને કારણે આરામની ઇચ્છા અને કામનો અણગમો સમૂળગો ઊડાડી દેવો અશક્ય છે (બાઇબલમાં કહ્યા પ્રમાણે આળસ પરમ સુખનું ધામ છે ને કામ સજારૂપ છે), પરંતુ આળસરૂપી પાપમાંથી છૂટવાને માટે માણસે એ પાપને ઓછું કરતાં કરતાં તેના લઘુતમ અંશ પર લાવી મૂકવાનો આદર્શ રાખવો ઘટે છે.

૩૧૨. આળસરૂપી પાપની કુટેવમાંથી છૂટવાને માટે પહેલું પગથિયું એ છે, કે જે કામ માણસ જાતે કરી લેતો હોય તે તેણે છોડી દેવું નહિ પણ ચાલુ રાખવું; તે પોતાનાં કપડાં જાતે બ્રશ કરતો હોય અને ધોતીઆં જાતે ધોતો હોય તો તેણે તે કામ બીજા પાસે કરાવવું નહિ; બીજાઓની મહેનતથી નીપજેલી ચીજો વગર તે ચલાવી લેતો હોય, તો તેણે તેવી ચીજો ખરીદવી નહિ; તે પગે ચાલીને જતો હોય, તો તેણે ઘોડે બેસવું નહિ; પોતાની થેલી પોતે જ ઊંચકતો હોય, તો તેણે પોર્ટરને બૂમ મારવી નહિ, વગેરે. આ બધું છેક નજીવું જણાય છે, પણ માણસો એ પ્રમાણે વર્તે તો પોતાનાં અનેક પાપ અને તેમાંથી નીપજતા કષ્ટ એ બધાંમાંથી તેઓ ઊગરી જાય.

૩૧૩. પોતે આજ સુધી જે કામ જાતે કરતો હોય તેમાંથી છટકી ન જવાનું અને તે બીજાને માથે ન ઓઢાડવાનું સામર્થ્ય માણસ મેળવી લે, ત્યાર પછી જ આળસરૂપી પરંપરાગત પાપની જોડે ઝઘડવાનો સફળ પ્રયત્ન તે આદરી શકે. તે ખેડૂત હોય, તો પોતે જ ફુરસદના વખતમાં કરી

શકે તેવાં કામ તેણે પોતાની નિર્બળ સ્ત્રી પાસે ન કરાવવાં, પોતે મજૂર રાખીને કામ કરતો હતો તે હવે જાતે જ કરવું, બીજાઓની મહેનતથી નીપજેલી ચીજ પહેલાંની પેઠે ખરીદવી નહિ, પણ બીજા જેમ તેવી ચીજ વગર ચલાવી લે છે તેમ ચલાવી લેવું; તે પૈસાદાર હોય, તો તેણે નોકરને રજા આપી દેવી અને પોતાની ચીજો જાતે જ ગોઠવવા મંડી જવું, અને પહેલાંની પેઠે કીમતી પોશાક ખરીદવાની ટેવ છોડી દેવી.

૩૧૪. બાળપણથી જે આળસની ટેવ માણસને પડી ગઈ છે તે તે છોડી શકે, અને પોતાના પડોશીઓની પેઠે કામ કરતો થઈ જાય, તો આળસરૂપી મૂલગત પાપ જોડે ઝઘડવાનો સફળ પ્રયત્ન તે આદરી શકે; અર્થાત, બીજાઓ આરામ લેતા હોય ત્યારે પોતે પરહિતાર્થે પરિશ્રમ કરી શકે.

૩૧૫. શ્રમવિભાગની યોજનાને પરિણામે મનુષ્યજીવન એટલું બધું જટિલ થઈ ગયું છે કે માણસ પોતાની તથા કુટુંબની હાજતો જાતે પૂરી પાડી શકતો નથી, તેમજ આપણી આ દુનિયામાં પારકાની મહેનતનો ઉપયોગ કર્યા વિના છૂટકો જ નથી — એ વાત સાચી છે, છતાં તે કારણે મનુષ્યે એવી પરિસ્થિતિ નીપજાવવાની મહેનત કરવામાં પાછી પાની ભરવાની નથી કે જેમાં બીજાઓ પાસેથી તે પોતે લે તેના કરતાં તેમને વધુ આપે.

૩૧૬. આ બાબતની ખાતરી કરવા માટે માણસે, પ્રથમ તો, પોતાને માટે તથા કુટુંબને માટે જેટલું બની શકે તેટલું ફુરસદમાં જાતે કરી લેવું, અને વળી બીજાઓની સેવા કરવામાં એવાં કામ પસંદ ન કરવાં કે જે મનને ગમતાં

હોય અને જે કરવાને ઘણા સેવકો તૈયાર હોય, ઉદાહરણ તરીકે. રાજ્યવ્યવસ્થા, કેળવણી, વિનોદકાર્યો, વગેરે; પરંતુ એવાં પસંદ કરવાં કે જે અત્યંત જરૂરનાં છે, જે મનને અણગમતાં છે, અને જે કરવાને કોઈ રાજી હોતું નથી, ઉદાહરણ તરીકે, બધાં જ જાડાં અને ગંદાં કામ.

## ૫૫. તૃષ્ણારૂપી પાપ જોડે ઝઘડો

૩૧૭. પોતાના અંતરમાં પ્રેમની વૃદ્ધિ કરીને પ્રભુની સેવા કરવી એ મનુષ્યનું ધ્યેય છે, જેમ હાજતો થોડી, તેમ પ્રભુની તથા મનુષ્યની સેવા સુકર થઈ પડે છે, અને પરિણામે પ્રેમની આન્તર વૃદ્ધિથી સાચું કલ્યાણ સુલભ થઈ પડે છે.

૩૧૮. એ સાચું કલ્યાણ જેમ વધુ પ્રમાણમા મળતું જાય, તેમ માણસ તૃષ્ણારૂપી પાપમાંથી વધારે છૂટતો જાય છે; પણ તે ઉપરાંત માણસની જગતમાં સ્થિતિ જ એવી છે કે પોતાની હાજતો માત્ર પૂરી પાડવા પૂરતા જ માણસ તેને વળગે, અને એ હાજતો સંતોખતાં તેમાંથી ભોગસુખની વૃદ્ધિ કરવા તરફ મનને વાળે નહિ, તો એ હાજતોની સામાન્ય તૃપ્તિમાં જ એ વિષયનું વધારેમાં વધારે સુખ તેને મળી રહે છે. હાજતોની પ્રત્યેક વૃદ્ધિએ, પછી તે સંતોખાય કે ન સંતોખાય, માણસનું ઐહિક સુખ નિઃસશય ઓછું થાય છે.

૩૧૯. ખાવું, પીવું, ઊંઘવું, લુગડાં, અને ઘર—એ બધી હાજતો પશુની જેમ માણસ સંતોખે, અર્થાત પ્રેરણાથી

જ, નહિ કે ભોગ માણવા માટે, માત્ર પ્રારંભિક વેદના ટાળવા માટે સંતોષે; ત્યારે જ તેને તેમાંથી નીપજતું વધુમાં વધુ સુખ મળે છે; ખોરાકનું ઉત્તમોત્તમ સુખ મિષ્ટાન્નથી નહિ પરંતુ ભૂખથી મળે છે; અને વસ્ત્રનું સુખ તેની સુન્દરતામાંથી નહિ પણ માણસ ટાઢે ઠરી ગયો હોય ત્યારે મળે છે; અને ઘરનું સુખ ભવ્ય હવેલીમાં નહિ પણ વરસાદ કે તડકામાંથી બચવાને માટે જ્યારે ઘરનો આશ્રય લે છે ત્યારે મળે છે.

૩૨૦. કકડતી ભૂખવાળા, ટાઢે ઠરી ગએલા, કે વરસાદમાં ભીંજાએલા માણસને સૂકા રોટલાથી, જાડા લુગડાથી, કે ઝુંપડાથી જે સુખ મળે છે, તેવું સુખ મિષ્ટાન્ન, સારાં સારાં વસ્ત્રો, ને ભવ્ય હવેલીનો, કશીય જરૂર સિવાય, ઉપભોગ કરનાર માણસને મળતું નથી. એટલે હાજતો પૂરી પાડવાનાં સાધનો વધાર્યાંથી માણસનું શારીરિક જીવન સુખી થતું નથી, પણ ઉલટું દુઃખી થાય છે.

૩૨૧. હાજતો પૂરી પાડનારાં સાધનોની અતિશયતાથી હાજતની તૃપ્તિનો મૂળ આનંદ જ નષ્ટ થાય છે; શરીરના અવયવોનું આરોગ્ય બગડે છે, — માંદા દુબળા જઠરને કોઈ પણ ખોરાક સુખ આપી શકતો નથી, અને લોહી વગરના શરીરને કોઈ પણ વસ્ત્ર કે ઘર ગરમી આપી શકતું નથી.

૩૨૨. તૃષ્ણારૂપી પાપ કરનારને આવાં ફળ ભોગવવાં પડે છે; પણ તેના આડોશીપાડોશીઓને તો આવાં કષ્ટ પડે છેઃ (૧) એશઆરામમાં રહેનારા જે બધી ચીજો વાપરે છે તે ખરી જરૂરવાળાઓને મળતી નથી, અને, (૨) એશઆરામમાં રહેનારની સંપત્તિ જોનાર, પણ તેનાં દુઃખ ન જોઈ શકનાર, હલકી વૃત્તિવાળા બધા માણસો તે સ્થિતિથી

લલચાય છે, અને તે જ પાપમાં ખેંચાય છે; અને પરિણામે સ્વાભાવિક, સાર્વત્રિક, ભ્રાતૃભાવની આનંદમય લાગણીઓને બદલે પેલા ભોગવિલાસીઓ પ્રત્યે દુઃખમય ઈર્ષ્યા ને ખાર-ઝેરની લાગણી અનુભવે છે. તૃષ્ણારૂપી પાપ જોડે સફળપણે ઝઘડવાનું બળ મેળવવા માટે માણસે આ વાત ખાસ લક્ષમાં રાખવી જોઈએ.

૩૨૩. માણસ દેહધારી છે ત્યાં સુધી હાજતો સંતોષતાં તેમાંથી અધિક ભોગ મળે એવી ઇચ્છા તદ્દન નિર્મૂળ કરવી એ તેના વ્યક્તિગત જીવનને માટે અશક્ય છે; છતાં તે ઇચ્છાને લઘુતમ સ્વરૂપ તે આપી શકે છે, અને આ તૃષ્ણા-રૂપી પાપ જોડેનો ઝઘડો એમાં જ રહેલો છે.

૩૨૪. તૃષ્ણારૂપી પાપમાંથી વધારેમાં વધારે છૂટકારો મેળવવાને માટે માણસે પ્રથમ તો સ્પષ્ટપણે સમજીને યાદ રાખવું જોઈએ, કે હાજતો પૂરી પાડવાનાં સાધન જેટલાં સંકુલ કર્યાં, તેટલાં પોતાનાં સુખ વધવાને બદલે ઘટ્યાં, અને બીજાં માણસોને માટે અનાવશ્યક અનિષ્ટ ઊભાં થયાં.

૩૨૫. પાપની ટેવમાંથી મુક્ત થવાને માટે પ્રથમ કર્તવ્ય એ છે કે માણસે પોતાની હાજતો વધારવી નહિ, પોતાની પરિચિત સ્થિતિમાં ફેરફાર કરવો નહિ, નવીનતા સ્વીકારવી નહિ તેમજ ઉપજાવવી નહિ; પોતે ચહા વગર સારી રીતે રહી શકતો હોય, તો ચહા લેવાનું શરૂ કરવું નહિ; પોતે જૂના ઘરમાં રહેતો હોય, તો નવું બંધાવવું નહિ. આ બધું ન કરવું એ સહેજ નાની બાબત લાગે છે, પણ માણસો ખરેખર એ બધું ન કરે, તો માનવજાતિનાં એક હજાર પાપો ને દુઃખોમાંથી નવસેં ને નવ્વાણું નાશ પામે.

૩૨૬. પોતાના જીવનક્રમમાં નવી નવી વિલાસવૃત્તિઓને બહુ દૃઢતાપૂર્વક પેસવા ના દે, તો જ પરંપરાગત પાપોની જોડે ઝઘડવાનું માણસ આદરી શકે; ચહા પીવાની અને માંસાહારની ટેવવાળો માણસ, અથવા માંસ ને મદ્યપાનની ટેવવાળો માણસ, બિનજરૂરી ચીજોની ટેવ છોડી શકે, અને ખાનપાનમાં ભોગવૃત્તિ છોડી વધારે સાદી ચીજો તરફ વળી શકે.

૩૨૭. ધનિક લોકોના વિલાસ તજીને અને ગરીબમાં ગરીબની કોટિ પર ઊતરીને જ મનુષ્ય તૃષ્ણાનાં સ્વાભાવિક પાપો જોડે ઝઘડી શકે, અર્થાત છેક ગરીબ અને ત્યાગી માણસોની તુલનાએ પોતાની હાજતો ઘટાડી શકે.

## ૫૬. લોભરૂપી પાપ જોડે ઝઘડો

૩૨૮. પ્રેમના પ્રાકટ્યમાં મનુષ્યનું સાચું હિત રહેલું છે, અને સાથે સાથે તેની સ્થિતિ એવી છે કે મરણનો દિવસ તેને ખબર નથી, અબઘડી જ મોત આવીને ઊભું નહિ રહે એમ કોઈ કહી શકતું નથી. એટલે બુદ્ધિમાન મનુષ્ય ભવિષ્યમાં પ્રેમ દાખવવાના ઇરાદાથી વર્તમાનમાં પ્રેમના નિયમનો ભંગ કરી શકે નહિ. પરંતુ માણસ માલમિલકત એકઠી કરે છે, અને પોતાના તથા કુટુંબના ભવિષ્ય હિતની ખાતર તેનો સ્વતંત્ર કબજો લે છે, તથા બીજા કોઈને એનો ઉપયોગ કરવા દેતો નથી, ત્યારે તે વર્તમાનમાં પ્રેમના નિયમનો ભંગ જ કરે છે.

૩૨૯. આવા વર્તનથી માણસો પોતાનું સાચું હિત ખુએ છે એટલું જ નહિ, પણ પ્રત્યેક માણસને માટે નિર્ધાર કરેલું વ્યક્તિગત સુખ પણ મેળવતા નથી.

૩૩૦. પોતાની હાજતો પોતાના પરિશ્રમ વડે પૂરી પાડવી અને કેટલાંક પ્રાણીઓની જેમ પોતાની હાજતની ચીજો બનાવી પણ લેવી, એ જ માણસને ઘટારત છે; અને એમ કરતાં પોતાના વ્યક્તિગત જીવનનું મોટામાં મોટું હિત તેને લાધે છે.

૩૩૧. પરંતુ એ બનાવેલી તથા બીજી રીતે મેળવેલી ચીજોનું સ્વામિત્વ પોતે એકલો જ ભોગવવા માગે છે, તે ક્ષણથી જ તેના વ્યક્તિગત જીવનનું સુખ ઘટે છે એટલું જ નહિ, પણ એ જીવન કષ્ટમય બને છે.

૩૩૨. પોતાના ભવિષ્યની સંભાળ રાખવામાં જે મનુષ્ય પોતાના હાથપગ ઉપર વિશ્વાસ રાખે છે, માણસોના પરસ્પર સહકાર પર આધાર રાખે છે, અને, વિશેષ કરીને આકાશનાં પંખીઓની જેમ તથા વનનાં ફૂલોની જેમ મનુષ્ય-જીવનના નિર્ધારની યોજના જગતમાં પ્રવર્તી રહેલી છે એવી શ્રદ્ધા પર નિર્ભર છે, તે મનુષ્ય જીવનના સર્વ આનંદો સર્વથા શાંતિથી માણી શકે છે; પરંતુ ભાવિને માટે પોતાની માલમિલકત સુદૃઢ કરવાના પ્રપંચમાં પડેલો માણસ એક ક્ષણનો પણ વિરામ ભોગવી શકતો નથી.

૩૩૩. પ્રથમ તો, તેને ખબર જ પડતી નથી કે પોતે કેટલે અંશે ભાવિની નિરાંત કરીને બેસવું, એક મહિનાની, એક વરસની, દશ વરસની કે આવતી આખી પેઢીની. બીજું, માલમિલકતની અનેક ફિકરને લીધે જીવનના સાદા નિર્દોષ

આનંદથી તે પ્રતિદિન વિમુખ બનતો જાય છે. વળી, બીજા લોકો પોતાની મિલકત પચાવી પડશે એવી તેને નિરંતર ભીતિ રહે છે, મિલકત જાળવી રાખવામાં અને તેમાં વધારો કરવામાં તે સદા કટિબદ્ધ રહે છે, અને આમ ભાવિની ચિન્તાને જ જીવન અર્પી દઈને તે પોતાનું વર્તમાન જીવન એળે જવા દે છે.

૩૩૪. માલમિલકતરૂપી પાપનાં આવાં ફળ તેના ધણીને ભોગવવાં પડે છે; પણ તેના આડોશીપાડોશીઓને તો માલમિલકત એક જણ કબજે કરે તેથી અનેક કષ્ટ વેઠવાં પડે છે.

૩૩૫. ઓજાર, લુગડાં, કે રોટલાનો કકડો કાલને માટે પોતાના જ ઉપયોગને સારુ રાખી મૂકવાની લાલસા નિર્મૂળ કરી નાખવી એ લગભગ અશક્ય છે; પરંતુ એ લાલસાને લઘુતમ રૂપે રાખી શકાય, અને માલમિલકતરૂપી પાપને આ લઘુતમ રૂપ આપવામાં એ પાપ જોડેનો ઝઘડો રહેલો છે.

૩૩૬. એટલે, માલમિલકતરૂપી પાપમાંથી છૂટવાને માટે માણસે સ્પષ્ટપણે સમજીને યાદ રાખવું ઘટે છે, કે ભવિષ્યને માટે માલમિલકત મેળવી રાખવાના પ્રત્યેક પ્રયત્નથી વ્યક્તિગત જીવનનું સુખ વધતું નથી, પણ ઘટે છે, અને આસપાસનાં સર્વ માણસોને માથે તેથી કરીને વિશાળ અને અનાવશ્યક અનિષ્ટ ઊભું થાય છે.

૩૩૭. આ પાપની ટેવ જોડે ઝઘડવાને માટે પહેલું પગથિયું એ છે, કે જે માલમિલકત પોતાની પાસે છે અને જે ભાવી ઉપયોગ માટે છે,—પછી તે આખા વરસના

ખોરાક તરીકે ભરેલી બાજરીની થોડી કે ઘણી કોઠીઓ હોય —તેમાં વધારો કરવો નહિ. માલમિલકતથી પોતાનું હિત અને જીવન, શારીરિક જીવન પણ, નિર્ભય બનતું નથી એટલું માણસો સમજતા હોય, અને જે ચીજો દરેક જણ પોતાની સમજે છે તે બીજાને નુકસાન કરીને દરેક જણ પોતે પોતાની કરતો ન હોય, તો લોકનાં કષ્ટનો બહુ મોટો ભાગ અલોપ થઈ જાય.

૩૩૮. પોતાની માલમિલકત વધારવાનું માણસ છોડે ત્યારે જ વર્તમાન પરિગ્રહમાંથી મુક્ત થવાનું તે સફળપણે આદરી શકે; અને પરંપરાગત દરેક વસ્તુનો માણસ ત્યાગ કરી શકે ત્યારે જ મૂલગત પાપ જોડે તે ઝઘડી શકે; અર્થાત, જે વડે પ્રાણ ટકી શકે છે તેવી જરૂરની દરેક ચીજ તે બીજાઓને આપી શકે.

## ૫૭. સત્તામોહરૂપી પાપ જોડે ઝઘડો

૩૩૯. "રાજાઓ પ્રજાઓ પર રાજ્ય કરે છે અને પૂજાય છે, પરંતુ એ સ્થિતિ તમારામાં ન હજો,—જેને પ્રથમ પદ જોઈતું હોય, તેણે સર્વના સેવક થવું," એમ ખ્રિસ્તી ધર્મોપદેશ કહે છે. ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે મનુષ્યનો અવતાર પ્રભુની સેવાર્થે છે; હવે પ્રભુસેવાની પ્રાપ્તિ પ્રેમના પ્રાકટ્ય દ્વારા થાય છે. પ્રેમનું પ્રાકટ્ય મનુષ્યની સેવા દ્વારા જ થઈ શકે છે, અને તેથી બુદ્ધિની જાગૃતિ પામેલા મનુષ્યનો બીજાઓ જોડેનો પ્રત્યેક ઝઘડો, અર્થાત, હિંસા

અને કોઈની પાસે તેની મરજી વિરુદ્ધ કોઈ પણ કામ કરાવવાની ઇચ્છા, મનુષ્યના ધ્યેયની વિરોધી છે, અને તેના સાચા કલ્યાણની આડે આવે છે.

૩૪૦. પરંતુ જાગૃત બુદ્ધિવાળો મનુષ્ય એ પ્રમાણે બીજાઓની જોડે ઝઘડે, તો તેને સાચા જીવનનું હિત લાધતું નથી એટલું જ નહિ, પણ જે વ્યક્તિગત સુખને માટે તે મથન કરે છે તે પણ તેને મળતું નથી.

૩૪૧. બાળક કે પશુની જેમ હજી પણ પશુજીવન જીવનાર માણસ પાશવ પ્રેરણાનો આદેશ હોય ત્યાં સુધી જ બીજાં માણસ જોડે ઝઘડે છે: પોતે ભૂખ્યો હોય ત્યાં સુધી જ તે બીજાની પાસેથી રોટલાનો ટુકડો ઝૂંટવી લે છે અને પોતાને રહેવાની જગા ન મળે તો જ બીજાની જગાએથી તેને હાંકી કાઢે છે; આ ઝઘડામાં તે પશુબળ સિવાય કશાનો ઉપયોગ કરતો નથી, અને પોતે જીતે કે હારે એટલે ઝઘડાનો અન્ત આણે છે. અને તેના આ વર્તનથી વ્યક્તિગત જીવનનું પરમ સુખ તે પામે છે.

૩૪૨. પરંતુ જાગૃત બુદ્ધિવાળો મનુષ્ય આ ઝઘડામાં પડે ત્યારે જુદું જ પરિણામ આવે છે: બુદ્ધિની જાગૃતિવાળો માણસ ઝઘડામાં પડતાં તેમાં પોતાની બુદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ કરે છે અને તલ્લીન બને છે, તેથી તેમાંથી ક્યારે વિરમી જવું તેની તેને ખબર હોતી નથી; જય મેળવ્યા પછી વિજય (વિશેષ જય) મેળવવાની ઇચ્છાએ તે આંધળોભીંત થઈ જાય છે; વિજય પામે છે ત્યારે પરાજિત મનુષ્યના હૃદયમાં દ્વેષ પ્રગટાવીને પોતાનું જીવન વિષમય

રી મૂકે છે, અને પોતે પરાજય પામે છે ત્યારે હીણપદ
.થા ઈર્ષ્યાથી ભભૂકી ઊઠે છે.* આમ બુદ્ધિમાન મનુષ્ય
ીજાઓની જોડે ઝઘડીને પોતાનું વ્યક્તિગત સુખ વધારતો
.થી એટલું જ નહિ, પણ ઉલટું ઘટાડે છે, અને તેને
થાને પોતે જ ઉપસ્થિત કરેલાં કષ્ટની સ્થાપના કરે છે.

૩૪૩. જે માણસ ઝઘડામાં પડતો નથી, જે નમ્રતાભર્યો
, તે એક તો સ્વતંત્ર છે અને પોતાને મનગમતી બાબતોમાં
ાતાની સર્વ શક્તિ રોકી શકે છે; બીજું, તે બીજાઓ
ર સ્નેહ રાખે છે અને તેમના પ્રત્યે નમ્ર રહે છે,
ેટલે તેમનો પ્રતિસ્નેહ પામે છે, અને તેથી પોતાને
ાપ્ત થએલી ઐહિક સુખની સામગ્રીનો ઉપયોગ કરી
ક છે; પરંતુ બુદ્ધિમાન મનુષ્ય ઝઘડામાં પડે એટલે
.માં પોતાના જીવનની સર્વ શક્તિ અવસ્ય ખરચી નાખે છે,
ને વળી સામા માણસમાં પ્રતિકાર તથા વૈરભાવ જગાડ્યાથી
ાતે મેળવેલી માલમિલકતનો નિરાંતે ઉપભોગ કરી શકતો
થી, કેમકે તેને નિરંતર તેની સાચવણીમાં પડવું પડે છે.

૩૪૪. સત્તામોહરૂપી પાપમાં પડનારને આવાં પરિણામ
ાગવવાં પડે છે; તેના સમાગમમાં આવનારાઓને પરાજયને
ંગે આવતા વિવિધ દુઃખો ને કષ્ટો સેવવાં પડે છે, અને

---

*સરખાવો:

जयं वेरं पसवति दुक्खं सेति पराजितो ।
उपसंतो सुखं सेति हित्वा जयपराजयं ॥

—ધમ્મપદ, ગાથા ૨૦૧.

જય વેરને ઉત્પન્ન કરે છે, પરાજિત પુરુષ દુઃખભર્યો સૂએ છે; પ્રશાંત પુરુષ જયપરાજય છોડી દઈને સુખે સૂએ છે.

વિશેષ કરીને તો સ્વાભાવિક સ્નેહભર્યા ભ્રાતૃભાવને બદલે લોકમાં જે વેરઝેરની લાગણી જાગે છે તે એ પાપનું જ અનિષ્ટ પરિણામ છે.

૩૪૫. માણસ દેહધારી છે ત્યાં સુધી આ પરિસ્થિતિમાંથી સંપૂર્ણપણે કદી છૂટી શકતો નથી, છતાં યથાશક્તિ એમાંથી જેમ વધુ મુક્ત થતો જશે, તેમ તેને સાચું કલ્યાણ વધુ લાધશે, તેમજ તેને ઐહિક સુખ પણ વધુ મળશે તથા તે જગતનું હિત વધારે પ્રમાણમાં સાધશે.

૩૪૬. એટલે, એ પાપમાંથી છૂટવાને માટે મનુષ્યે સ્પષ્ટપણે સમજીને યાદ રાખવું જોઈએ, કે માણસો તથા બીજાં સર્વ પ્રાણીઓ સાથે ઝઘડવાનું જેમ ઓછું થશે, તેમ તેનું સાચું આધ્યાત્મિક કલ્યાણ તથા ઐહિક પાશવ સુખ બેઉ વૃદ્ધિ પામશે, તેની નમ્રતા તથા સૌમ્યતા ઊંચા પ્રકારની થશે, અને ડાબા ગાલ પર તમાચો મારનારને જમણો ગાલ ધરવાની તથા પહેરણ લઈ લેનારને ડગલો આપી દેવાની તેની તાકાત વધતી જશે.

૩૪૭. આ પાપની ટેવમાં ફસી પડાય નહિ એટલા માટે, માણસે પ્રથમ તો પોતે તેમાં જેટલો પડેલો છે તેમાં વધારો કરવો નહિ : કોઈ માણસ બીજાં મનુષ્યો કે પ્રાણીઓ જોડે ઝઘડીને જ પોતાનું શારીરિક જીવન ટકાવતો હોય, તો તેણે તે ચાલુ રાખવું, તેમાં વધારો કરવો નહિ, અને બીજાં પ્રાણીઓ સાથે નવા ઝઘડામાં ઊતરવું નહિ,—તો એ પાપમાંથી છૂટવાનો માર્ગ મોકળો થઈ જશે. નવા નવા ઝઘડામાં માણસ પડે નહિ, તો ચાલુ ઝઘડાનો ધામેધામે

નાશ થાય છે, કેમકે તેમાંથી વધુ વધુ છૂટવાનો પ્રયાસ કરનારા માણસો હમેશાં હોય છે.

૩૪૮. પોતાની આસપાસનાં પ્રાણીઓ સાથે વધુ ઝઘડામાં ઊતર્યા સિવાય પોતે જીવી શકે એવી સ્થિતિમાં આવેલા માણસે જીવનની સાથે જ પ્રાપ્ત થતી વંશપરંપરાગત કલહની પરિસ્થિતિને નિર્બળ કરી ઓછી કરી દેવાનો ખૂબ પ્રયાસ કરવો જોઈએ.

૩૪૯. પણ એ પરંપરાગત પરિસ્થિતિમાંથી મુક્તિ મેળવનાર મનુષ્યે પ્રત્યેક માણસને ઘેરી લેનારી જીવનકલહની સ્વાભાવિક વૃત્તિઓમાંથી છૂટી જવાનો પ્રયત્ન આદરવો ઘટે છે.

## ૫૮. સંભોગરૂપી પાપ જોડે ઝઘડો

૩૫૦. મનુષ્યજીવનનું ધ્યેય પ્રભુસેવા છે, અર્થાત પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ દાખવવો તે છે; પરંતુ કામવાસનાને અધીન રહેનાર મનુષ્ય પોતાની શક્તિઓ નિર્બળ કરી દે છે અને પ્રભુસેવાથી પરાઙ્મુખ બને છે, એટલે વિષયસેવનનો દાસ બનવાથી જીવનનું સાચું સુખ તે ગુમાવે છે.

૩૫૧. વળી, વિષયસેવનનો દાસ બનેલો માણસ — ગમે તે પ્રકારનું સંભોગસુખ માણતો માણસ — જીવનનું સાચું સુખ ગુમાવે છે એટલું જ નહિ, પણ જે સુખ મેળવવા તે મથી રહ્યો છે તે પણ તે મેળવતો નથી.

૩૫૨. માણસ ગૃહસ્થાશ્રમ માંડે, પ્રજોત્પાદનને અર્થે જ સ્ત્રીસમાગમ કરે, અને પ્રજાને કેળવણી આપે, તોપણ

એટલું તો નક્કી જ છે કે માતાને કષ્ટ ને ચિન્તા વેઠવી પડે છે, પિતાને બાળક તથા માતાને અંગે ફિકર રાખવી પડે છે, પતિપત્ની વચ્ચે ઊંચાં મન થાય છે અને અનેકવાર કંકાસ થાય છે, તેમજ માબાપ ને બાળકો વચ્ચે ખટાશ ને ક્લેશ થાય છે.

૩૫૩. પરંતુ પ્રજા ઉત્પન્ન કરવાના ને કેળવવાના આશય વિના મનુષ્ય સંભોગ કરે, પ્રજા ન થાય એવો પ્રયત્ન કરે, અને થાય તો તે તરફ દુર્લક્ષ રહે, તેમ પોતાનાં પ્રેમપાત્ર બદલ્યાં કરે, તો વ્યક્તિગત સુખ તેથીય ઓછું શક્ય બને છે, અને તેને અવશ્ય દુઃખ સહેવાં પડે છે,—તે દુઃખો કામવાસનાની તૃપ્તિના પ્રમાણમાં વધારે કષ્ટદાયક થતાં જાય છેઃ શારીરિક તથા આત્મિક શક્તિઓ ક્ષીણ થતી જાય છે, ક્લેશ કંકાસ તથા રોગ થાય છે, અને વળી ઘર માંડીને બેઠલા માણસને જે કુટુંબસુખ તથા સહાયતા મળે છે તેનો પણ આશ્રય તેને રહેતો નથી.

૩૫૪. સંભોગરૂપી પાપનાં ફળ ભોગીને માટે આવાં હોય છે; પણ બીજાઓને તે આવી રીતે કનડે છેઃ પ્રથમ તો, એ પાપમાં ભાગીદાર વ્યક્તિને પાપનાં સર્વ ફળ ભોગવવાં પડે છે, સાચું તેમજ ઐહિક બેઉ સુખ જતું કરવું પડે છે, અને સરખાં જ કષ્ટ ને રોગ સહેવાં પડે છે; અને આસપાસનાં-ઓને, વળી, ગર્ભપાત, બાળહત્યા યોગ્ય પોષણ વિના તથા કોઈપણ જાતની કેળવણી વિના બાળકોનો ત્યાગ, અને મનુષ્યના આત્માને હણનાર દારુણ દુઃખ - વેશ્યાવૃત્તિ એ બધું સહેવું પડે છે.

૩૫૫. જીવનવન્તું એક પણ પ્રાણી પોતાના દેહમાં પ્રવર્તમાન આ મૈથુનવૃત્તિનો ઉચ્છેદ કરી શકતું નથી, અને અપવાદોને ન ગણીએ તો મનુષ્ય પણ કરી શકે નહિ. અને હોય પણ એમ જ, કારણ કે એ વાસના વડે જ માનવજાતિની હસ્તી કાયમ રહી શકે; અર્થાત, જ્યાંસુધી માનવજાતિની હસ્તીની સર્વશક્તિમાન પ્રભુને જરૂર છે, ત્યાંસુધી એ સંભોગવૃત્તિ કાયમ રહેવાની.

૩૫૬. પરંતુ એ સંભોગવૃત્તિ તેના લઘુતમ રૂપમાં લાવી શકાય અને કેટલાંક મનુષ્યો તો તેને અખંડ બ્રહ્મચર્યમાં પલટાવી શકે. અને એ પાપને તેના લઘુતમ અંશમાં લાવવામાં તથા તેને કેટલાંક મનુષ્યોની બાબતમાં સંપૂર્ણ બ્રહ્મચર્યમાં પલટાવવામાં, ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે, સંભોગ-રૂપી પાપ જોડેનો ઝઘડો સમાએલો છે.

૩૫૭. એટલે, સંભોગરૂપી પાપમાંથી છૂટવાને માટે માણસે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે, કે પ્રત્યેક પ્રાણીમાં તેમજ પાશવ મનુષ્યમાં સંભોગવૃત્તિ અવશ્ય ઘર કરીને રહેલી છે, પણ મનુષ્યમાં રહેલી બુદ્ધિની જાગૃતિ તેથી ઉલટું જ માગી લે છે,—અર્થાત, સંપૂર્ણ બ્રહ્મચર્ય; અને જેમ માણસ સંભોગવૃત્તિને વધુ વધુ તૃપ્ત કરશે, તેમ સાચું કલ્યાણ દૂર ભાગશે એટલું જ નહિ, પણ ઐહિક પાશવ સુખ પણ ઓછું ઓછું જ મળશે, અને પોતાની જાતને તેમજ બીજાંઓને વધુ વધુ કષ્ટ પડશે.

૩૫૮. આ પાપની ટેવનો પ્રતીકાર કરવાને માટે પ્રથમ પગલું એ છે, કે માણસે પોતાનામાં એ સંભોગેચ્છા જેટલે અંશે હાલ પ્રવર્તે છે તેમાં લવલેશ વધારો કરવો નહિ.

સંપૂર્ણ બ્રહ્મચારીએ પોતાના બ્રહ્મચર્યની પૂરેપૂરી રક્ષા કરવી ને તેને ખંડિત થવા દેવું નહિ; ગૃહસ્થાશ્રમીએ પત્નીવ્રત પાળવું; અનેકસ્ત્રીવિલાસીએ વ્યભિચારની કૃત્રિમ પદ્ધતિઓ ન શોધતાં પોતાની હાલની સ્થિતિ ચાલુ રાખવી. માણસે પોતાની હાલની દશામાં ફેરફાર કરી સંભોગરૂપી પાપમાં વૃદ્ધિ કરવી નહિ. આટલું ય માણસો કરે, તો તેમનાં બધાં ભારે દુઃખો નાશ પામે.

૩૫૯. હવે પોતે નવું પાપ કરતો નથી એવી સ્થિતિ પ્રાપ્ત થાય. તો પછી વર્તમાન દશાને ફેરવી સંભોગનું પાપ ઓછું કરવાનો ભારે પ્રયાસ આદરવો ઘટે છે: બ્રહ્મચારીએ માનસિક સંભોગના પાપ જોડે ઝઘડવું રહ્યું; ગૃહસ્થાશ્રમીએ પત્નીસમાગમ ઓછો કરી તેને નિયમિત કરી દેવો રહ્યો; અનેકસ્ત્રીભોગીએ તથા અનેકપુરુષભોક્ત્રીએ અમુક એક સ્ત્રી વા પુરુષને વરી તેને વફાદાર રહેવું રહ્યું.

૩૬૦. અને સંભોગની જે ટેવોમાં પોતે ફસેલો છે તેમાંથી મુક્ત થયા પછી, માણસે પ્રત્યેક મનુષ્ય પોતાના દેહની સાથે લઈને અવતરે છે એવી સંભોગની મૂળગત પરિ-સ્થિતિમાંથી છૂટવાનો પ્રયાસ કરવો જોઈએ.

૩૬૧. પૂર્ણ બ્રહ્મચારી વિરલ હોય છે, છતાં દરેક માણસે સમજપૂર્વક યાદ રાખવું ઘટે છે, કે પોતે હતો તે કરતાં વધારે સંયમી હરકોઈ વખતે તે થઈ શકે છે, અને ખંડિત થએલું બ્રહ્મચર્ય પુનઃ પ્રાપ્ત કરી શકે છે, અને વળી પૂર્ણ બ્રહ્મચર્યની વધારે સમીપ યથાશક્તિ તે આવી શકે તેમ વધારે સાચું કલ્યાણ તેને મળે છે, વધારે ઐહિક સુખ પણ તેને લાધે છે, અને વધારે જનસમૂહનું સુખ પોતે સાધે છે.

# વિભાગ સાતમો

## પ્રાર્થના વિષે

### ૫૯. પાપ જોડે ઝઘડવાના વિશિષ્ટ ઉપાયો

૩૬૨. ખોટી શ્રદ્ધામાં ફસાઈએ નહિ એટલા માટે પોતાની બુદ્ધિ સિવાય બીજા કશા પર, બીજા કોઈ માણસ પર પણ, વિશ્વાસ રાખવો નહિ એ જરૂરનું છે; ભૂલથાપમાં પડીએ નહિ એટલા માટે સત્યનાં, જીવનનાં, વિરોધી કાર્યોનો બચાવ કરવો નહિ એ જરૂરનું છે; પાપમાં પડાય નહિ એટલા માટે માણસે સ્પષ્ટપણે સમજવું ઘટે છે, કે પાપ એ અનિષ્ટ છે, તે સાચું તેમજ વ્યક્તિગત બેઉ સુખ હરી લે છે, તથા બીજાં માણસોમાં અનિષ્ટ ઉત્પન્ન કરે છે; અને વળી જે ક્રમમાં પાપ જોડે ઝઘડવું જરૂરનું છે તે ક્રમ પણ જાણવો અત્યાવશ્યક છે.

૩૬૩. પરંતુ માણસો એ બધું જાણે છે, છતાં પણ પાપમાંથી ઊગરી શકતા નથી, પાપમાં પડે છે. એનું કારણ એ છે, કે માણસો પોતે કોણ છે, પોતાનો આત્મા કેવો છે, તે તદ્દન સ્પષ્ટપણે સમજતા નથી, અથવા તે ભૂલી જાય છે.

૩૬૪. પોતાની જાતને વધુવધુ પૂર્ણપણે અને વધુવધુ સ્પષ્ટપણે ઓળખવા માટે, તથા મનુષ્યના ધર્મ શા છે તે યાદ રાખવા માટે, એક પ્રબળ ઉપાય છે. એ ઉપાય તે પ્રાર્થના.

## ૬૦. પ્રાર્થના વિષે

૩૬૫. અતિપ્રાચીન સમયથી સ્વીકારવામાં આવ્યું છે કે મનુષ્યને પ્રાર્થનાની જરૂર છે.

૩૬૬. પ્રાચીન મનુષ્યોને મન, અને મોટા ભાગના અર્વાચીન મનુષ્યોને મન પણ, અમુક પરિસ્થિતિમાં, અમુક સ્થાનમાં, અમુક કાર્યો ને શબ્દોને લઈ ને, પ્રાર્થના એ પ્રભુની સાથે, અથવા દેવોની સાથે, તેમની પ્રસન્નતાના હેતુથી કરેલું સંભાષણ હતું, અને હજી એ છે.

૩૬૭. ખ્રિસ્તી ધર્મોપદેશમાં આવી પ્રાર્થનાઓને સ્થાન નથી, પરંતુ તેમાં કહ્યું છે કે પ્રાર્થના અપરિહાર્ય છે, સાંસારિક વિપત્તિઓમાંથી છૂટવાના અને ઐહિક સમૃદ્ધિ મેળવવાના ઉપાય તરીકે નહિ, પણ પાપ જોડેના ઝઘડામાં માણસને બળ દેનાર સાધન તરીકે તે અપરિહાર્ય છે.

૩૬૮. પાપ જોડે ઝઘડવા માટે માણસે સંસારમાં પોતાની શી સ્થિતિ છે તે સમજીને યાદ રાખવી જોઈએ, અને પ્રત્યેક કાર્ય કરતાં તેનું મહત્ત્વ આકવું જોઈએ, જેથી કરીને પોતે પાપમાં પડે નહિ. એ બેઉને માટે પ્રાર્થના આવશ્યક છે.

૩૬૯. તેથી ખ્રિસ્તી પ્રાર્થનાના બે પ્રકાર છે: એક, તાત્કાલિક પ્રાર્થના,—તે વડે મનુષ્યને સંસારમાં પોતાની શી સ્થિતિ છે તે સ્પષ્ટ સમજાય છે, અને બીજો, સતત પ્રાર્થના—તે મનુષ્યના પ્રત્યેક કાર્ય સાથે સમવેત હોય છે, અને તે કાર્યને પ્રભુચરણે અર્પી તેનો સદસદ્વિવેક કરે છે.

## ૬૧. તાત્કાલિક પ્રાર્થના

૩૭૦. જીવનની ઉત્તમ ક્ષણોમાં, સર્વ ઐહિક વ્યવહારથી પરાઙ્મુખ બનીને, મનુષ્ય પોતાના હૃદયમાં જે પ્રાર્થનાના બળે કરીને પરમાત્માનો તથા આત્માપરમાત્માના સંબન્ધનો વિશદમાં વિશદ સાક્ષાત્કાર અનુભવે છે, તેનું નામ તાત્કાલિક પ્રાર્થના.

૩૭૧. બાઇબલમાં સન્ત મૅથ્યુના છઠ્ઠા પ્રકરણમાં પ્રાર્થના વિષે ઇશુ ખ્રિસ્તનો ઉલ્લેખ છે, તે જ એ પ્રાર્થના; ફૅરિસી લોકોની જાહેર શાબ્દિક પ્રાર્થનાઓથી તે વિરુદ્ધ પ્રકારની પ્રાર્થના છે, અને તેને માટે ખ્રિસ્તે એકાન્તની ખાસ જરૂર જણાવી છે. પ્રાર્થના કેમ કરવી એ બાબત પૂર્વોક્ત પ્રકરણના શબ્દો સ્પષ્ટ કરે છે.

૩૭૨. વળી પૂર્વોક્ત પ્રાર્થના, તથા *ગેથસેમનીના બગીચામાં ખ્રિસ્તે કરેલી પ્રાર્થના, પ્રાર્થના કેવી રીતે કરવી તેમજ સાચી તાત્કાલિક પ્રાર્થના કેવી હોય તે આપણને દર્શાવે છે; તાત્કાલિક પ્રાર્થનાને પરિણામે મનુષ્યના જીવનનો

* સન્ત મૅથ્યુ, ૨૬, ૩૬.

સાર તેની આન્તર દૃષ્ટિ સમક્ષ સ્પષ્ટ થાય છે, આત્મા પરમાત્માનો સંબંધ સમજાય છે, સંસારમાં તેનું જીવનધ્યેય વિશદ બને છે, અને તેની આધ્યાત્મિક શક્તિ સબળ બને છે.

૩૭૩. આવી પ્રાર્થના વડે મનુષ્ય પોતાની વાણીમાં પોતાના ને પરમાત્માનો સંબન્ધ વ્યક્ત કરે છે; પરંતુ આ પ્રકારની પ્રાર્થનામાં, પૂર્વજોએ પોતાના પરમાત્મા સાથેનો સંબન્ધ જે વિચાર ને વાણીપ્રયોગોમાં વ્યક્ત કર્યો હતો તેની જ પુનરુક્તિ સર્વ મનુષ્યો કરે છે, અને તે દ્વારા એ પૂર્વજો તથા પ્રભુ સાથે આત્મસંબન્ધ સાધે છે. ઉદાહરણ તરીકે, ખ્રિસ્તની પ્રાર્થનામાં એક જૂના ભજનના શબ્દોની પુનરુક્તિ છે, અને આપણે પણ સાચી પ્રાર્થના કરવી હોય, તો ખ્રિસ્તના શબ્દો પુનઃ ઉચ્ચારવા જોઈએ; એકલા ખ્રિસ્તના નહિ, પણ સૉક્રેટિસ, બુદ્ધ, લુતેર, પાસ્કલ, વગેરેના શબ્દોનું પુનરુચ્ચારણ કરવું જોઈએ; અને એમ કરીએ ત્યારે જ આપણે પણ એમણે અનુભવી એવી આધ્યાત્મિક સ્થિતિ અનુભવીએ, અને જે વાણીપ્રયોગોમાં એ આધ્યાત્મિક સાક્ષાત્કાર વ્યક્ત કર્યો અને જેનો વારસો આપણને મળ્યો છે તેનો સાચો લાભ ઉઠાવીએ.

૩૭૪. એટલે, નિયત કરેલ દિવસ ને સમયે કરેલી પ્રાર્થના તે સાચી તાત્કાલિક પ્રાર્થના કહેવાય નહિ; પણ સાચી તાત્કાલિક પ્રાર્થના તો ઉચ્ચતમ આધ્યાત્મિક મનોદશાને સમયે થાય છે, અને એવો સમય પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત થાય છે, ઘણી વેળાએ કષ્ટથી અથવા મૃત્યુની સમીપતાથી ઉત્પન્ન થાય છે, અને કવચિત કોઈ પણ બાહ્ય કારણ ન

હોવા છતાં ઉપસ્થિત થાય છે; પ્રત્યેક મનુષ્યે એવી મનોદશાની ધન્ય ક્ષણને મહામોટા ખજાના જેવી કીમતી ગણવી જોઈએ, અને તેનો ઉપયોગ પોતાનું આત્મભાન વધારે ને વધારે સ્પષ્ટ કરવામાં કરવો જોઈએ, કેમકે એવી વિરલ ધન્ય ક્ષણોએ જ આપણી આધ્યાત્મિક પ્રગતિ અને પ્રભુસાંનિધ્ય સધાય છે.

૩૭૫. આ પ્રકારની પ્રાર્થના જનસમુદાયમાં ન થઈ શકે, તેમજ બાહ્ય અભિનયથી ન થઈ શકે, પરંતુ સંપૂર્ણ રીતે એકાન્ત સ્થળમાં અને હરકોઈ બાહ્ય ચિત્તાકર્ષક વસ્તુનો અભાવ હોય ત્યાં જ સર્વથા થઈ શકે.

૩૭૬. આવી પ્રાર્થના વડે મનુષ્ય જીવનની નીચી કોટિમાંથી ઉપલી કોટિમા. પશુમાંથી મનુષ્યમાં, અને મનુષ્યમાંથી પ્રભુમાં ચડતો જાય છે.

૩૭૭. આ પ્રાર્થનાના સાધન વડે જ મનુષ્ય પોતાની જાતને, પોતાના દિવ્ય સ્વભાવને ઓળખે છે, અને એ દિવ્ય પ્રકૃતિને જકડી રાખનારી મર્યાદાઓને સમજે છે, અને સમજીને તે તોડવાનો યત્ન કરે છે, અર્થાત એ મર્યાદાઓને શિથિલ બનાવે છે.

૩૭૮. એજ પ્રાર્થનાને બળે આત્મભાન વિશદ થવાથી મનુષ્ય પોતે પહેલાં જે પાપમાં પડતો હતો તેમાંથી હવે ઊગરી જાય છે, કેમકે તે પાપ અશક્ય બની જાય છે, અને પહેલા જે પાપરૂપે તેને નહોતું દેખાતું તે હવે પોતાનું સાચું પાપસ્વરૂપ પ્રગટ કરી દે છે.

## ૬૨. સતત પ્રાર્થના

૩૭૯. પાશવ જીવનમાંથી સાચા અને આધ્યાત્મિક જીવન તરફના પ્રયાણમાં, નવજીવનના પુનરુત્થાનમાં, પાપ જોડે ઝઘડવાના પ્રયાસમાં, પ્રત્યેક માણસને પાપના ત્રણ જુદા જુદા પ્રકાર હમેશાં જણાય છેઃ એક પ્રકારનાં પાપ એવાં હોય છે કે તેમને મનુષ્ય પોતાના અંકુશમાં લઈ લે છે, —સાંકળે બાંધેલાં પકડેલાં જાનવરની પેઠે તે બેસી રહે છે, અને અવારનવાર આરડીને જણાવતાં રહે છે કે અમે હજી સજીવન છીએ. આ પાપો માણસની સન્મુખ હોતાં નથી, અર્થાત તેમની જોડે માણસને ઝઘડવું પડતું નથી. બીજા પ્રકારનાં પાપ એવાં હોય છે કે તેમને પાપ તરીકે ઓળખતાં માણસ હમણાં જ શીખ્યો હોય છે, તે પાપ છે એમ સમજ્યા વિના જ આખો જન્મારો તેનું આચરણ તેણે કરેલું હોય છે, અને તાત્કાલિક પ્રાર્થનાના પરિણામે આત્મભાન વિશદ થવાને લીધે તેમાં રહેલી પાપમયતા તેને હવે સમજાઈ છે. પોતાનાં કાર્યમાં રહેલી પાપમયતા માણસ સમજ્યો છે, પણ તે કાર્યમાં તે એવો હેવાયો છે કે તેમાં રહેલી પાપી ભાવના તે હમણાં જ ઝાંખી રીતે જોવા લાગ્યો છે, અને હજી તેની સાથે ઝઘડવાનું તેણે આદર્યું નથી. અને વળી એક ત્રીજા પ્રકારનાં પાપમય કાર્યો હોય છે, તેની પાપમયતા માણસને સ્પષ્ટ દીસે છે, તેની સાથે તે ઝઘડે છે, ક્વચિત પોતાની નિર્બળતાથી વિવશ બની જઈ તે પાપનું આચરણ કરે છે, અને ક્વચિત પાપને પરાજય પમાડી પોતે પાપાચરણથી બચી જાય છે.

૩૮૦. આ સઘળાં પાપ જોડે ઝઘડવાનું સામર્થ્ય મેળવવા માટે સતત પ્રાર્થનાની જરૂર રહે છે. સતત પ્રાર્થનાના ફળ-

રૂપે, પોતાનું જીવનહિત શેમાં રહેલું છે તેનું મનુષ્યને, જીવનની પ્રત્યેક ક્ષણે, હરકોઈ કાર્ય કરતી વેળાએ, તાજું સ્મરણ રહે છે; અને તેથી, આત્મભાનને જોરે પશુસ્વભાવને પરાજિત કરી શકાય તેવાં જીવનકાર્યોમાં તેને સતત પ્રાર્થનાની સાહ્ય મળે છે.

૩૮૧. સતત પ્રાર્થના એટલે ઈશ્વરસાનિધ્યનું સતત ભાન, જે પરમશક્તિએ મનુષ્યને અહીં મોકલ્યો છે તે હાજરાહજૂર છે એવું જીવનભરનું સતત અસ્ખલિત ભાન.

૩૮૨. નવજીવનની પ્રાપ્તિ, પશુસ્વભાવની બેડીમાંથી આત્માની મુક્તિ, પાપમાંથી આત્માનો છૂટકારો, એ ધીમા ધીમા પ્રયાસોથી જ સધાય છે. તાત્કાલિક પ્રાર્થના મનુષ્યનું આત્મભાન વિશદ કરી તેનું પાપ તેની નજર આગળ ખડું કરી દે છે. પ્રથમ તો, એ પાપ તેને ગૌણ, ક્ષન્તવ્ય ભાસે છે, પરંતુ વયની ચડતીની સાથે પાપમાંથી મુક્તિ મેળવી લેવાની આવશ્યકતા જોર કરતી જાય છે. અને પાપને છાવરી દેનાર ભૂલથાપમાં પડાય નહિ, તો નિઃસંશય તે પાપ જોડે ઝઘડવાનો આરંભ કરી દે છે.

૩૮૩. પરંતુ પાપને વશ કરવાના પ્રથમ પ્રયાસમાં મનુષ્યને પોતાની અશક્તિ સ્પષ્ટ દીસે છે: પાપની ટેવની મીઠાશને લીધે પાપ તેને આકર્ષી રહ્યું છે; પાપ એ સારી વસ્તુ નથી એટલા ભાન સિવાય બીજી કોઈ ઢાલ પાપની સામે ધરવાને તેની પાસે નથી; તેથી પોતે જે કરી રહ્યો છે તે ખોટું છે એમ જાણતો છતો તે તે ખોટું કર્યે જ જાય છે.

૩૮૪. આ સ્થિતિમાંથી ઊગરવાનો માત્ર એક જ ઉપાય છે. કેટલાક ધર્મોપદેશકોને મતે તે ઉપાય આવો છે:

પાપ જોડે ઝઘડતાં માણસને સહાયતા દે એવું એક જુદું બળ છે, — પ્રભુકૃપા, અને તે અમુક ધાર્મિક વિધિઓ કરવાથી મળી રહે છે. બીજાઓને મતે, મનુષ્યને માટે પોતાના પ્રાણ અર્પનાર પ્રભુ ઇશુ ખ્રિસ્તે માણસજાતનો છૂટકારો સાધી મૂક્યો છે એવી શ્રદ્ધા જ એનો ઉપાય છે. વળી બીજાઓને મતે, પાપ જોડે ઝઘડવાનું સામર્થ્ય મળે એવી પ્રભુને કરેલી પ્રાર્થનામાં જ એ ઉપાય રહેલો છે.

૩૮૫. પરંતુ એમાંના એકે ઉપાય વડે મનુષ્યનો પાપ જોડેનો ઝઘડો સુકર થતો નથી; ધર્મવિધિથી મળતી કૃપા, ખ્રિસ્તે સાધેલા છૂટકારામાં શ્રદ્ધા, નમ્રભાવે કરેલી પ્રાર્થના, એ સૌ છતાં પ્રત્યેક મનુષ્યને પાપ જોડે ખરા જિગરથી ઝઘડતાં જણાયા વિના રહેતું નથી, કે પાપના પ્રબળ સામર્થ્ય આગળ પોતે છેક નિર્બળ છે અને પાપ જોડે ઝઘડવું છેક નિરાશાજનક છે.

૩૮૬. આ નિરાશાજનક ઝઘડો બહુ ઉત્કટ રૂપે પ્રગટ થાય છે; કેમકે પાપ એ ખરેખર ખોટું કામ છે એમ સમજતો થએલો માણસ, મુક્તિ, ધર્મવિધિ, વગેરેના જૂઠા ઉપદેશોનો તે પાપમાં પડી રહેવાનો પોતાને ટેકો હોય છે તોપણ, તેમાંથી એકદમ છૂટી જવા ઇચ્છે છે, અને તે છૂટકારો અશક્ય લાગવાથી જે નાના નાના પ્રયાસો પાપથી છૂટવાને તે કરતો હોય છે તેને પણ તે જતાં કરી દે છે.

૩૮૭. છતાં, ભૌતિક દુનિયામાં મોટાં મોટાં બધાં રૂપાન્તરો એકાએક થઈ જતાં નથી, પણ ધીમા વૃદ્ધિનાશના નિયમથી થાય છે, તેમ આધ્યાત્મિક દુનિયામાં પણ પાપની મુક્તિ અને પૂર્ણતાનું સાંનિધ્ય પાપના પ્રતિકાર વડે જ થાય

છે, — પાપનાં ઝીણાં અણુઓનો ધીમે ધીમે વિનાશ કરવાથી જ થાય છે.

૩૮૮. ઘણાં વરસોની રીઢી પાપી ટેવમાંથી નાસી છૂટવું મનુષ્યની શક્તિની બહાર છે, પણ પાપમાં ઘસડી લઈ જતાં કાર્યો ન કરવાં, પાપનું આકર્ષણ ઓછું કરવું, પાપકાર્ય થઈ શકે જ નહિ એવી પરિસ્થિતિ ઊભી કરવી, હાથ ગુન્હો કરે તો હાથ કાપી નાખવો ને આંખ ન જોવાનું જુએ તો આંખ ફોડી* નાખવી, — એ સૌ તો સર્વથા તેના જ હાથમાં છે. અને એ બધું તેણે પ્રતિદિન પ્રતિક્ષણ કરવું જોઈએ, અને એમ કરવાની શકિત મેળવવા માટે તેને સતત પ્રાર્થનાની જરૂર છે.

---

*સંભારો સુરદાસની કથા.

# વિભાગ આઠમો

## ઉપસંહાર

### ૬૩. સાચું ખ્રિસ્ત જીવન જીવનાર મનુષ્યની વર્તમાન સ્થિતિ

૩૮૯. મૃત્યુ પછીના જીવનમાં તેમજ વર્તમાન જીવનમાં તમને પરિપૂર્ણ કલ્યાણ મળશે એવી પોતાના અનુયાયીઓને ખાતરી દેનારા અનેક ધર્મોપદેશ પડેલા છે. ખ્રિસ્તી ધર્મોપદેશનો પણ એવો અર્થ કરવામાં આવે છે. એવી રીતે ખ્રિસ્તી ધર્મને સમજનાર માણસો કહે છે, કે જે ખ્રિસ્તનો ઉપદેશ પાળે છે, સ્વાર્થત્યાગ કરે છે, માણસો પર પ્રેમ રાખે છે, તેનું જીવન સતત આનન્દની રસધાર જેવું હોય છે. મનુષ્યજીવનમાં અનન્ત અનિવાર્ય દુઃખ જ ભરેલું છે, મનુષ્યે તે સહે જ છૂટકો છે, અને તેનો બદલો ભાવિજીવનમાં મળી રહેશે, એવું કહેનારાં અન્ય ધાર્મિક કથનો છે. ખ્રિસ્તી ધર્મોપદેશનો એવો પણ અર્થ કરવામાં આવે છે. કેટલાકને જીવનમાં સતત આનન્દ દેખાય છે. બીજાઓને સતત દુઃખ નજરે પડે છે.

૩૯૦. એ બેમાંની એકે સમજણ સાચી નથી. જીવન આનન્દમય નથી, તેમ દુઃખમય નથી. વ્યક્તિગત જીવનને પોતાનું આત્મસ્વરૂપ સમજનાર માણસને જ જીવન આનન્દ કે દુઃખમય લાગે; એવા આત્માને જ આનન્દ કે દુઃખ સ્પર્શી શકે. ખ્રિસ્તી ધર્મોપદેશની સાચી સમજણ પ્રમાણે જીવન નથી આનન્દમય કે નથી દુઃખમય, પરંતુ મનુષ્યના સાચા આધ્યાત્મિક સ્વભાવનો જન્મ તથા વિકાસ એ જ જીવન છે, અને તેની સાથે સુખદુઃખનો સંબન્ધ હોઇ શકે નહિ.

૩૯૧. મનુષ્યજીવન, ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે, પ્રેમ-જીવનનો સતત વિકાસ છે. અને મનુષ્યના આત્માનો વિકાસ, અર્થાત પ્રેમવૃદ્ધિ, અવિરત થયાં જ કરે છે, તેમજ એ વિકાસને પરિણામે થતું પ્રભુકાર્ય જગતમાં અવિરત ચાલ્યા જ કરે છે; તેથી ખ્રિસ્તી ધર્મોપદેશ પ્રમાણે પોતાનું જીવન સમજનાર, એટલે કે પ્રભુનું સામ્રાજ્ય સ્થાપવાને માટે પ્રેમવૃદ્ધિ કરનાર, માણસ કદાપિ દુઃખી કે અસંતુષ્ટ થઈ શકે નહિ.

૩૯૨. તેના જીવનપંથમાં દેહને અનુલક્ષીને આનન્દ કે દુઃખના પ્રસંગો આવે, અને તે તો તેણે ભોગવ્યે જ છૂટકો, પણ તેને કદી પરિપૂર્ણ સુખનો અનુભવ થઈ શકે નહિ (એટલે તેને તેની ઇચ્છા થાય નહિ), અને તે કદી દુઃખી થઈ શકે નહિ (એટલે તેને દુઃખનો ભય હોય નહિ અને દુઃખ આવી પડે તો દૂર કરવાની ઇચ્છા હોય નહિ).

૩૯૩. ખ્રિસ્ત જીવન જીવનાર મનુષ્ય પોતાના આનન્દના પ્રસંગોને બહુ મહત્ત્વ આપતો નથી;

પોતાની ઇચ્છાઓ સફળ થઈ એમ માની રાચતો નથી, પણ જીવનપંથમાં આવી ચડતા આકસ્મિક બનાવો તરીકે જ તેમને ગણે છે, પ્રભુનું રાજ્ય તથા ધર્મ સ્થાપવા મથનારને સ્વાભાવિક રીતે જ મળી રહેતા પ્રોત્સાહન તરીકે જ ગણે છે; તેમજ પોતાને કષ્ટના પ્રસંગો આવવા જ ન જોઈએ એમ પણ માનતો નથી, પણ જીવનના અપરિહાર્ય બનાવો તરીકે પોતાનાં દુઃખોને ગણી લે છે અને સમજે છે કે જેમ કાર્ય કરતાં ઘર્ષણ થાય જ તેમ જીવન જીવતાં કષ્ટ આવે જ, અને જેમ ઘર્ષણ કરેલા કાર્યનું બાહ્ય ચિહ્ન છે તેમ કષ્ટ એ પ્રભુકાર્ય કર્યાનું બાહ્ય લક્ષણ છે.

૩૯૪. ખ્રિસ્ત જીવન જીવનાર મનુષ્ય સદા સ્વતંત્ર હોય છે, કેમકે તેના જીવનનો રસ,—અર્થાત, પ્રેમના અન્તરાયરૂપ વિઘ્નોનું નિવારણ, અને એ વિઘ્નનાશને પરિણામે થતી પ્રેમવૃદ્ધિ તથા પ્રભુના સામ્રાજ્યની સ્થાપના,—એ જ એ હંમેશ ઝંખે છે અને એના જીવનમાં તેની અનિવાર્ય સિદ્ધિ થાય છે; તે હંમેશ શાન્ત હોય છે, કેમકે તેને ન રુચે એવું કશું જ તેના પર આવી પડતું નથી.

૩૯૫. આપણે એમ ન માની લેવું જોઈએ, કે ખ્રિસ્ત જીવન જીવનાર મનુષ્ય આ સ્વાતન્ત્ર્ય અને શાંતિ સદા અનુભવે છે, હર્ષના પ્રસંગોને આકસ્મિક ગણી તેના પૂરમાં તણાઈ જતો નથી, ને તે પ્રસંગો સદાય કાયમ રહે એમ ઇચ્છતો નથી, તેમજ જીવનપ્રવાહમાં કષ્ટો તો અનિવાર્ય જ છે એટલે તે આવે જ એમ સમજે છે. ખ્રિસ્તી ક્ષણભર હર્ષના પૂરમાં તણાય છે, હર્ષના પ્રસંગો ઉપજાવવાનો ને કાયમ રાખવાનો યત્ન કરે છે, તેમજ ક્ષણભર

દુઃખોથી પીડાય છે, દુઃખો અનાવશ્યક છે ને ન આવ્યાં હોત તો સારૂં એમ ઇચ્છે છે; પરંતુ હર્ષ ઊડી ગયે, દુઃખની ભીતિ ને વેદના ઉત્પન્ન થયે, ખ્રિસ્તી તરત જ પોતાની સાચી ઉમદા ખ્રિસ્ત ભાવના યાદ કરે છે, પોતે પ્રભુનો મોકલેલો સેવક છે એમ સ્મરણમાં લાવે છે, એટલે તેનાં હર્ષશોક સ્વસ્થાને ગોઠવાઈ જાય છે, અને પોતે પાછો સ્વતન્ત્ર ને પ્રશાન્ત બની રહે છે.

૩૯૬. આમ, વ્યવહારપક્ષે પણ, ખ્રિસ્તીની સ્થિતિ અખ્રિસ્તી કરતાં ખરાબ નથી, પણ સારી છે. "*પ્રભુનું રાજ્ય ને પ્રભુનો ધર્મ મેળવવાનો યત્ન કરો, એટલે બીજું સૌ એની મેળે આવી મળશે," એનો અર્થ એ જ છે કે જીવનનાં ઐહિક સર્વ સુખો ખ્રિસ્તીને દુર્લભ નથી, પણ તેને પૂરેપૂરાં સુલભ છે; માત્ર ફેર એટલો એક જ કે અખ્રિસ્તીના હર્ષપ્રસંગો કૃત્રિમ હોય, ને અતિતૃપ્તિને લીધે દુઃખમાં પરિણમે, અને તેથી અનાવશ્યક ને નિરાશાજનક લાગે, — જ્યારે ખ્રિસ્તીના આનન્દો વધારે સરળ ને સ્વાભાવિક અને તેથી વધારે પ્રબળ હોય છે, તેમાં અતિતૃપ્તિ કે દુઃખને અવકાશ રહેતો નથી; અખ્રિસ્તીને લાગે છે તેમ તેમાંથી દુઃખ નીપજતું નથી અને તે નિરર્થક લાગતા નથી.

વર્તમાન જીવનમાં ખ્રિસ્તીની આવી સ્થિતિ છે; પણ તેનું ભાવિ જીવન કેવું હોઈ શકે?

---

* સન્ત મૅથ્યુ. ૬, ૩૩

## ૧૪. સાચું ખ્રિસ્ત જીવન જીવનાર મનુષ્યની ભાવી સ્થિતિ

૩૯૭. દેહના આવરણમાં વિંટળાએલો આ પૃથ્વી પરનો માનવી દિક અને કાલ દ્વારા જ પોતાનું જીવન સમજી શકે છે, એટલે સ્વાભાવિક રીતે તે વિચારે છે કે મરણ પછી હું **ક્યાં હોઈશ?**

૩૯૮. પરંતુ આ પ્રશ્નમાં દોષ રહેલો છે: આપણા આત્માનું દિવ્ય તત્ત્વ આધ્યાત્મિક છે, *દિક તથા કાલની પર છે, આ દેહનું વેષ્ટન આ જીવનમાં તેને વળગેલું છે, પણ તે દેહમાંથી છૂટયા પછી તે દિક તથા કાલની મર્યાદાની બહાર જાય છે; એટલે એ આત્મતત્ત્વ વિષે આપણે એવું ન કહી શકીએ કે તે **હશે**. તે છે. તેથી જ ખ્રિસ્તે કહ્યું હતું, કે "એબ્રહામ હતા તે પહેલાંનો હું છું." આ પ્રમાણે આપણે બધા છીએ. આપણે છીએ, એટલે આપણે સદા હતા અને સદા હઈશું. આપણે છીએ.

૩૯૯. એ જ પ્રમાણે આપણે **ક્યાં** હઈશું એ પ્રશ્નનું પણ સમજવું. **ક્યાં** એટલે કયે સ્થળે આપણે હઈશું એમ આપણા કહેવાનો અર્થ છે. પણ સ્થળની ભાવના આપણે જ્યાં છીએ તેને બીજી સર્વ જગાથી જુદી પાડીએ છીએ તેને લીધે જ ઉત્પન્ન થઈ છે. મરણ થયે આ ભેદ નષ્ટ થાય છે, એટલે આ જગતનાં મનુષ્યોને માટે આપણે સર્વત્ર તેમજ

---

* સરખાવો:

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे ॥

भर्तृहरिः

न कुत्रापि (એટલે બધે જ સ્થળે તેમજ કોઈ પણ સ્થળે નહિ) હઈશું. આપણે એવા હઈશું કે સ્થળ આપણે માટે હસ્તી ધરાવશે નહિ.

૪૦૦. મૃત્યુ પછી આપણે ક્યાં હઈશું તે સંબન્ધે અનેક ભિન્ન ભિન્ન તર્ક થએલા છે; પણ એ બધા તર્કો—સ્થૂળમાં સ્થૂળ તર્કથી માંડીને સૂક્ષ્મમાં સૂક્ષ્મ તર્ક સુધીના બધા—બુદ્ધિમાન મનુષ્યને સંતોષ આપી શકતા નથી. સુખ, મહંમદે વર્ણવેલી જન્નતની વિલાસિતા, બહુ સ્થૂળ વસ્તુ છે, અને મનુષ્ય તથા પ્રભુ વિષેની સાચી ભાવનાની સાથે બિલકુલ અસંગત છે. સ્વર્ગ તથા નરકની જે સમજ ખ્રિસ્તી સંઘ તરફથી રજુ કરવામાં આવી છે, તે પણ પ્રેમમૂર્તિ પ્રભુની ભાવના સાથે બંધ બેસતી થતી નથી. આત્મા નવા નવા દેહ ધારણ કરે છે તે મત સ્થૂળ ઓછો છે. પણ તેમાં એ જીવની વ્યક્તિતાનો ભાવ કાયમ રહે છે: નિર્વાણ મતમાં સ્થૂળતા બિલકુલ આવતી નથી, પણ તે બુદ્ધિગમ્ય નથી,—જીવનની બુદ્ધિમત્તાનો નાશ કરે છે.

૪૦૧. આ પ્રમાણે, મૃત્યુ પછી શું હશે એનું વિવરણ કરનારા એક પણ ઉત્તરથી બુદ્ધિમાન મનુષ્યને સંતોષ થઈ શકતો નથી.

૪૦૨. અને હોય પણ એમ જ. પ્રશ્ન જ ખોટો પૂછાયો છે. દિક અને કાલની મર્યાદામાં રહીને જ વિચાર કરી શકનારૂં મનુષ્યનું મન એ મર્યાદાની બહારની સ્થિતિનો ઉત્તર દેવા મથે છે. આપાણું મન અથવા બુદ્ધિ આટલું જ જાણે છે, કે એક દિવ્ય તત્ત્વ છે, તે આ વિશ્વમાં વૃદ્ધિ

પામ્યું, અને એ વૃદ્ધિ અમુક અંશે પહોંચ્યા પછી તે તત્ત્વ આ વિશ્વની મર્યાદાની બહાર જઈ ઊભું.

૪૦૩. આ તત્ત્વ પૃથક પૃથક રીતે વર્ત્યાં કરશે? આ પ્રેમવૃદ્ધિને પરિણામે બીજો નવો ભેદ પડશે? આ સર્વ તર્કો છે, અને એવા અનેકાનેક તર્કો થઈ શકે, પણ તેમાંનો એક પણ તર્ક ચોક્કસ રીતે પ્રતીત થઈ શકે એવું સત્ય દાખવી શકે નહિ.

૪૦૪. એક વાત નક્કી છે, નિઃસંદેહ છે, અને તે એ કે ખ્રિસ્તે એમ કહ્યું છે કે "*હે પિતા! મારા આત્માને હું તારા હાથમાં મૂકું છું," અર્થાત, મૃત્યુ પછી હું જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો જાઉં છું. અને મને એમ કહ્યા હોય કે જ્યાંથી હું આવ્યો છું તે બુદ્ધિપૂર્ણ પ્રેમ છે (એ બે ગુણ હું બરાબર સમજું છું). તો હું આનન્દભેર ત્યાં પાછો જાઉં, અને તેમાં જ મારું કલ્યાણ છે એમ જાણું. મરણ પછી મારામાં જે ફેરફાર થવાનો છે, તે માટે હું દિલગીર ન થાઉં એટલું જ નહિ, પણ બરેબર હરખાઉં.

---

* સન્ત લ્યૂક, ૨૩, ૪૬

# કઠણ શબ્દોનો કોશ

**અનુચ્છેદ્ય**, જેની જડ કાઢી શકાય નહિ તેવું.
**અનુત્તમ**, બહુ ઊંચી કોટિનું.
**અમોઘ**, નિષ્ફળ નહિ, સફળ.
**અવશ્યંભાવિ**, જે થવાનું જ છે.
**અવ્યાખ્યેય**, જેની વ્યાખ્યા આપી શકાય નહિ તેવું.
**આનુપૂર્વી**, પહેલાં કયું ને પછી કયું તે દર્શાવનાર ક્રમ.
**આવાસ**, રહેઠાણ, ઘર.
**જટિલ**, ગુંચવાએલું, અસ્પષ્ટ.
**જ્ઞાનોજ્જવલ**, જ્ઞાનથી ઊજળું, પ્રકાશિત.
**ઝઘડો**, પાપ જોડે ઝઘડો=પાપમાંથી છૂટવાના સબળ પ્રયાસો.
**તાઓ**, ચીની ફિલ્સુફ લુત્સનાં મન્તવ્ય પ્રમાણેના.
**દ્યાવાપૃથિવી**, આકાશ અને પૃથ્વી.
**નિષ્ઠુર**, નિર્દય, ક્રૂર.
**પરાઙ્મુખ**, વિમુખ.

**પરિગ્રહ**, માલમિલકતરૂપી વસ્તુઓ, જે મનુષ્ય પોતાની પાસે રાખે છે તે.

**પ્રતિ(તી)કાર**, ઉપાય, ઇલાજ.

**બહુજન**, સામાન્ય જનસમૂહનો બહુ મોટો ભાગ.

**બેહેશ્ત**, સ્વર્ગ.

**મૂસા**, યહુદીઓના પયગંબર મોશે.

**લઘુતમ**, નાનામાં નાનું, ઓછામાં ઓછું.

**લુત્સે**, ચીની ફિલ્સુફ (ઇ. સ. પૂર્વે ૬૦૫—૫૧૫). મહાવીર અને બુદ્ધનો સમકાલીન; અને ચીનમાં શંકરાચાર્ય જેવા તત્ત્વજ્ઞાનવાળા તાઓ સંપ્રદાયનો પ્રવર્તક.

**વિપર્યાસ**, ઉલટાપણું, અવળો અર્થ.

**વિશદ**, સ્પષ્ટ, સ્વચ્છ.

**વિશિષ્ટ**, ખાસ.

**વ્હિસ્કી**, જવમાંથી બનાવાતો જલદ દારૂ.

**શ્રદ્ધેય**, શ્રદ્ધા રાખવા યોગ્ય, માનવા જેવું.

**સંકુલ**, પુષ્કળ ને વિવિધ.

**સર્વથા**, સર્વ રીતે, સર્વ પ્રકારે.

**સર્વાત્મના**, પોતાની બધી શક્તિઓ વાપરીને.

**સાર્વકાલિક**, હંમેશનું, સદાને માટે.

# જીવનસિદ્ધિ

## ( સાર )

### ૧. આધ્યાત્મિક વિકાસ

બે બનાવોથી માણસની આંખ ઊઘડી જાય છે, અને આશ્ચર્યચકિત દશામાં તેનાથી કહેવાઈ જાય છે, કે આ વિશ્વમાં જરૂર કોઈ એવી અદ્ભુત શક્તિ છે જેની આગળ માણસ શિર ઝૂકાવે છે. એ બે બનાવો તે જન્મ અને મરણ.

આ જિંદગી શાને માટે છે? એનું પ્રયોજન કયું છે? એની સફળતા ક્યારે મનાય? જીવ્યા જીવ્યામાં ફેર શાથી પડે છે? મરણ જરૂર નહિ જ છોડે? — આવા પ્રશ્નો વિચારવંત માણસ વહેલો કે મોડો પોતાના મનને પૂછવાનો જ. ભગવાન શંકરાચાર્ય ૩૨ વરસની વયે આ લોક છોડી ગયા, ભગવાન જીસસ ક્રાઈસ્ટ પણ લગભગ તેટલી વયે વિદેહ થયા, શિવાજી મહારાજ પણ કંઈ ઝાઝું જીવ્યા કહેવાય નહિ; અને છતાં એવા પુરુષો કેમ અમર થઈ ગયા વારુ? એના ઉકેલ બહારથી ન જ જડે. એ ઉકેલ સારુ તો માણસે અન્તર્મુખ થવું પડે, આન્તર દૃષ્ટિ કરવી પડે,

આંખ બંધ કરી પોતાના ચિત્તપ્રદેશમાં ચાલતાં અનેક વિકારયુદ્ધો ઝીણવટથી તપાસવાં પડે; અને ત્યારે ય પ્રભુનો પ્રસાદ ઊતરે, પ્રભુકૃપા હોય, તો જ એના સાચા ઉકેલ હાથ આવે.

આન્તર દૃષ્ટિની ટેવવાળા માણસને એટલું તો ધીમે ધીમે પણ સ્પષ્ટપણે સમજાય છે, કે માણસમાં ત્રણ જાતની દશાઓ ભરેલી છે: (૧) પશુદશા, સ્થૂળ શરીરભાવ, (૨) મનુષ્યદશા, માણસાઈ, (૩) દેવદશા, સૂક્ષ્મ આત્મભાવ. માણસો ઘણી વાર માણસાઈ ભૂલે છે અને પશુદશામાં પટકાય છે, તેમજ પ્રયત્નશીલ મનુષ્ય ક્વચિત દેવદશા અનુભવે છે અને સુભગ આન્તર આનન્દથી પ્રકાશે છે.

એ પ્રમાણે પશુમાંથી દેવ બનવું એનું નામ આધ્યાત્મિક વિકાસ. આન્તર દૃષ્ટિ અને આત્મપરીક્ષાની સુદૃઢ ટેવ સિવાય એ વિકાસ જલદી થવો શકય નથી.

## ૨. પાપ

આધ્યાત્મિક વિકાસ એટલે આપણા હૃદયમાં થતી પ્રેમની સતત વૃદ્ધિ. એ પ્રેમની મર્યાદા અતિવિશાળ થઈ શકે, પ્રાણીમાત્ર ઉપર ફરી વળે; પરંતુ એમાં ખૂબ અન્તરાયો નડે છે. એ અન્તરાયો, એ વિઘ્નો, એનું બીજું નામ પાપ.

પ્રેમની વૃદ્ધિ અટકાવનારાં પાપ છ છે. એ પાપ જોડે જાગૃત મનુષ્યને ઝઘડવું પડે છે. એ ઝઘડવાનો પણ અમુક વિધિ છે. એ વિધિ પ્રમાણે ઝઘડનાર જલદી વિજયી બને

છે. જે ક્રમમાં એ ઝઘડો વધારે ફળદાયી થાય છે, તે ક્રમમાં એ પાપ નીચે પ્રમાણે છે:

(૧) આવેશરૂપી પાપ, (હરકોઈ પ્રકારનો શારીરિક કે માનસિક નીશો);

(૨) આળસરૂપી પાપ, (પોતાની હાજતો પૂરી પાડવાને પ્રત્યેક મનુષ્યે જે અમુક મજૂરી કરવી જ જોઈએ તેમાંથી છટકી જવું તે);

(૩) તૃષ્ણારૂપી પાપ, (હાજતો સંતોષતાં તેમાંથી અનેક પ્રકારના ભોગ ઉપજાવવા તે);

(૪) લોભરૂપી પાપ, (ભવિષ્યમાં હાજતો પૂરી પડે તેની તૈયારી કરી મૂકવી તે);

(૫) સત્તામોહરૂપી પાપ, (બીજાં મનુષ્યો પર અધિકાર ભોગવવો તે);

(૬) સંભોગરૂપી પાપ, (સમાગમની ઊર્મિને વશ થતાં તેમાંથી વિવિધ ભોગ માણવાની યોજના કરવી તે);

ઉપરનું પ્રત્યેક પાપ ત્રણ પ્રકારનું હોય છે:

(૧) મૂલગત કે સ્વાભાવિક, (૨) વંશપરંપરાગત કે સામાજિક, (૩) અંગત કે પોતે ઊભું કરેલું.

તેમાં બીજા ને ત્રીજા પ્રકારના પાપ જોડે ઝઘડવું બહુ મુશ્કેલ નથી, પરંતુ પહેલા પ્રકારનું, એટલે મૂલગત કે સ્વાભાવિક, પાપ બહુ ઊંડું હોય છે. તેથી તેની જડ કાઢવાનું કામ કોઈ વિરલા જ સાધી શકે છે.

૭ પાપનો જે ક્રમ ઉપર દર્શાવ્યો છે, તે સહેતુક છે, અને એ ક્રમે પાપ જોડે ઝઘડવું એટલા માટે જ કંઈક સહેલું થઈ પડે છે. માણસનું તન કે મન કોઈ પણ પ્રકારના આવેશ કે

નીશામાં આવી જાય, તો તેનાથી બુદ્ધિપૂર્વક કશું કામ થઈ શકતું નથી, માટે એ નીશો સૌથી પ્રથમ ત્યાજ્ય ગણ્યો છે. પછી બીજે નંબરે આળસનો ત્યાગ ઇષ્ટ માન્યો છે, કેમકે જગતમાં માણસમાત્ર થોડે કે ઘણે અંશે મજૂર ન બને ત્યાં સુધી દુનિયાનો મોટો ભાગ દુઃખી જ રહેવાનો એ નિઃસંશય છે. શારીરિક શ્રમ ઉઠાવનારને તરત જ સમજાઈ જાય છે, કે મારા પોતાના સુખને માટે જ નહિ, પણ પાડોશીના સુખને માટે પણ, મારે કાંઈ ને કાંઈ કામ કે મજૂરી કરવી જ જોઈએ. પછી તૃષ્ણા છોડવી જોઈએ; અર્થાત, જેમ હાજતો થોડી અને સાદી, તેમ માણસ વધારે સુખી અને નિઃસ્પૃહી રહી શકે છે. અન્ન, વસ્ત્ર, કે ઘર સૌને જરૂરનાં છે એની કોઈ ના પાડી શકે નહિ, પણ એ બહુ જરૂરી ચીજો પણ સૌને મળી શકતી નથી; કેમકે માણસો એને ખૂબ વધારી મૂકે છે, અને પોતાની હાજતો સંકુલ કરી દઈને બીજાને ટળવળાવે છે. આમાં અતિક્રૂરતા કે નિષ્ઠુરતા સમાએલી છે, પણ એ તો જ્યારે આપણે જોઈ શકીએ ત્યારે જ. પછી આવે છે લોભરૂપી પાપ. આજે તો ખાવાનું મળ્યું, પણ કાલે શું થશે? પહોર શું થશે? ઘડપણમાં કેમ કરીશું? આવા વિચારે કરીને માણસ લોભી બને છે, પોતાનું સાચું હિત ખુએ છે, અને બીજાં અનેકને પારાવાર દુઃખમાં હડસેલી મૂકે છે. આના ઉતાર તરીકે માણસે અપરિગ્રહ વ્રત લેવું જોઈએ. ત્યાર પછી સત્તામોહરૂપી પાપ સાથે ઝઘડવાનું રહ્યું. બીજાના ઉપર રોફ મારવો, તેના પર સત્તા ચલાવવી, તેને પોતાની મરજી પ્રમાણે ન ચાલવા દેતાં આપણે આધીન કરી લેવો,—એ પાપ

જોડે ઝઘડવાનું કામ ઉપલાં પાપોમાંથી થોડેઘણે અંશે પણ મુક્ત થએલા માણસ માટે મુશ્કેલ નથી. જેને અસંખ્ય સેવકો છે તે સૌથી મોટો નથી, પરંતુ જે અસંખ્યોનો સેવક છે તે જ સૌથી મોટો છે, આ દીવા જેવી સ્પષ્ટ વાત સમજતાં હવે વાર લાગશે નહિ. છેલ્લું અને સૌથી વિષમ; સૌથી કઠણ, કામ સંભોગરૂપી પાપ જોડે ઝઘડવું તે છે. પરંતુ અન્ન, વસ્ત્ર; ઘર, આરામ, વગેરે હાજતોમાંથી કોઈ પણ દેહધારી મનુષ્ય પરિપૂર્ણ રીતે છૂટી શકતો નથી તેવી આ હાજત નથી, એ વાત ખૂબ વિચારવા જેવી છે. અન્નવસ્ત્રાદિક હાજતો પૂરેપૂરી ટાળનારનો દેહ પડી જાય એવો સંપૂર્ણ સંભવ છે, પણ સંભોગરૂપી હાજતને હાજત તરીકે જ ન સ્વીકારનાર અખંડ નૈષ્ઠિક બ્રહ્મચારી પુરુષ કે સ્ત્રી ઊલટું મૃત્યુને દૂર ધકેલે છે એ કોણ નથી જાણતું? ભીષ્મ-પિતામહ કે હનુમાનના નૈષ્ઠિક બ્રહ્મચર્ય ને અતુલ પરાક્રમનાં સંભારણાં દેવાની કાંઈ જરૂર છે? પહેલાં પાંચ અને આ છેલ્લા પાપનો આ ભેદ સમજાયાથી એની જોડેનો ઝઘડો પણ સુકર થાય છે. એવી રીતે એ ક્રમ સપ્રયોજન ને સાર્થક બને છે.

વળી હરકોઈ પાપ જોડે ઝઘડવાની રીત પણ સમજવા જેવી છે. નાહ્યા તેટલું પુણ્ય, જાગ્યા ત્યાંથી સવાર, 'ધીરે ધીરે સુધારાનો સાર,' એ વચનોના મર્મમાં રહેલું તત્ત્વ સ્વીકારવાથી કઠણ ઢોળાવવાળા રસ્તા ઉપર પગથી પાડવાનું સામર્થ્ય સાંપડે છે. એક ઉદાહરણ લઈએ:

"આળસરૂપી પાપની કુટેવમાંથી છૂટવાને માટે પહેલું પગથિયું એ છે, કે જે કામ માણસ જાતે કરી લેતો હોય

તે તેણે છોડી દેવું નહિ પણ ચાલુ રાખવું; તે પોતાના કપડાં જાતે બ્રશ કરતો હોય અને ધોતીઆં જાતે ધોતો હોય તો તેણે તે કામ બીજા પાસે કરાવવું નહિ; બીજાઓની મહેનતથી નીપજેલી ચીજો વગર તે ચલાવી લેતો હોય, તો તેણે તે ચીજો ખરીદવી નહિ; તે પગે ચાલીને જતો હોય, તો તેણે ઘોડે બેસવું નહિ; પોતાની થેલી પોતે જ ઊંચકતો હોય, તો તેણે પોર્ટરને બૂમ મારવી નહિ, વગેરે. આ બધું છેક નજીવું જણાય છે, પણ માણસો એ પ્રમાણે વર્તે તો પોતાનાં અનેક પાપ અને તેમાંથી નીપજતાં કષ્ટ એ બધાંમાંથી તેઓ ઊગરી જાય."

આ પ્રમાણે પ્રત્યેક પાપમાંથી — તેનાં ત્રણ જુદાં જુદાં સ્વરૂપોમાંથી પણ — માણસ સ્વપ્રયાસથી ધીમે ધીમે પણ દૃઢતાથી છૂટતો જાય છે. ગીતાજીના વચન પ્રમાણે, **शनैः शनैरुपरमेद् बुद्धया धृतिगृहीतया।** આ રીત સંભોગરૂપી કઠણમાં કઠણ પાપને પણ એટલી જ યોગ્યતા ને સફળતા-પૂર્વક લાગુ પાડી શકાય. દુરાચારી ને વ્યભિચારી માણસ પણ એ પદ્ધતિએ પ્રયાસ કરતાં આજીવન અખંડ બ્રહ્મચર્ય સુધી પહોંચી શકે એમાં સંદેહ નથી.

### ૩. ભૂલથાપ

માણસ પાપ કરે છે, સંપૂર્ણ રીતે પાપમુક્ત મનુષ્ય વિરલ છે, છતાં દુઃખની વાત તો એ છે કે એ સઘળાં પાપના

બચાવ માણસે તૈયાર કરી મૂક્યા છે. એ જૂઠા બચાવનું નામ ભૂલથાપ. માણસ જાણ્યે અજાણ્યે એ ભૂલથાપમાં પડે છે અને પાપને પાપ સમજતો અટકે છે. ઘણી વાર તો એ ભૂલથાપને લીધે પાપને બહુ સહજ ને સ્વાભાવિક સમજતો થાય છે એટલું જ નહિ, પણ ક્વચિત પાપને ધર્મ પણ સમજી બેસે છે.

એ ભૂલથાપના પાંચ વિભાગ પાડી શકાય: (૧) અંગત, (૨) કુટુંબની, (૩) કામકાજની, (૪) મંડળની, અને (૫) રાષ્ટ્રની.

આ પાંચમાંની કોઈ પણ એક ભૂલથાપમાં સપડાએલો માણસ પોતાનાં અનેક પાપને ક્ષન્તવ્ય ગણી શકે છે, અને પરિણામે બીજાં અનેક માણસોને દુઃખી કરી શકે છે. (૧) પોતે સારા અને સાચા જીવનને માટે, પારમાર્થિક જીવનને માટે, તૈયારી કરી રહ્યો છે એમ સમજીને માણસ આખું જીવન સ્વાર્થમાં ગાળે છે, અને પેલો પરમાર્થ તો કદી નજરે ચડતો જ નથી. (૨) મારા કુટુંબને કાંઈ રેઢું મૂકાય? છોકરાંનું ભાવિ હું નહિ સંભાળું તો કોણ સંભાળશે? આવી ભૂલથાપમાં પડી સ્ત્રી કે પુરુષ કુટુંબને નામે અનેક નિષ્ઠુર કાર્યો કર્યે જાય છે, અને તેમાં ક્યાંય પાપ ભાળતાં નથી. (૩) મારૂં કામકાજ મારે પૂરૂં કરવું જ જોઈએ, મારૂં કારખાનું મારે ચલાવ્યે રાખવું જ જોઈએ, નહિ તો હજારો માણસો બેકાર થઈ જઈ ભૂખે મરી જશે, એવી ભૂલથાપમાં પડેલો માણસ પાડોશી દરદીને મદદ કરવાની પોતાની ફરજ નેવે મૂકે છે એટલું જ નહિ, પરંતુ દરદીની સારવારમાં રોકાતા માણસને પોતાને ત્યાં પોતાના

કામકાજ માટે ખેંચી લેતાં પણ અચકાતો નથી. (૪) ફલાણા ભાઈ મારા પંથના છે, આ તો મારી નાતનો માણસ છે, આ તો મારા ગામનો વતની છે, આ તો મારી માસીનો દીકરો થાય, આને માટે તો મને ફલાણા ભાઈએ ભલામણ કરી છે,—આવાં આવાં અનેકાનેક બહાનાં કાઢી માણસ બીજાને કેટલો અન્યાય કરે છે અને પોતાની જાતને છેતરે છે? આ પાપનું પ્રમાણ સમાજમાં સૌથી મોટું હોય છે. અને (૫) રાષ્ટ્રહિતની ભૂલથાપ પણ કાંઈ નાનીસૂની છે? ખાંડીભર જુલમો એ ભૂલથાપમાં ફસેલાઓએ કર્યાં છે એની ઇતિહાસ સાખ દે છે. આ ભૂલથાપ તો વળી બીજી ભૂલથાપો કરતાં જુદી પણ છે; કેમકે રાષ્ટ્રની ભૂલથાપમાં પડેલો માણસ અનેક અન્યાયો, વિવિધ જુલમો, પોતાની ફરજને નામે, પોતાના ધર્મને નામે, કરે છે, અને તેના દેશજનો તેને તેનાં એવાં કુકૃત્યો માટે અભિનંદન દે છે!

"મજૂરીનું ઉત્પન્ન કબજે લેવાના, દેશનિકાલ, સાદી કે સખત મજૂરીની કેદ, ફાંસી, વિગ્રહ (અર્થાત સામુદાયિક ખૂન) ના હુકમો મારે કાઢવા પડે છે તે માટે હું બહુ દિલગીર છું, પણ જે લોકોએ મને સત્તા સોંપી છે તેમની ઇચ્છાને વશ વર્તીને મારે તેમ કરવું પડે છે," સત્તાધીશ પુરુષ દલીલ કરે છે. "માણસોની મિલકત હું કબજે લઉં, કુટુંબથી તેમને નોખા પાડું તેમને કેદ કરું, દેશનિકાલ કરું, ફાંસીએ લટકાવરાવું, બીજી પ્રજાનાં માણસોને હું મારી નાખું, તેમને પાયમાલ કરી દઉં, શહેરનાં સ્ત્રીઓ તથા બાળકો ઉપર બંદૂક ચલાવું, તો એ બધાને માટે હું પોતે જવાબદાર નથી, પરંતુ સાર્વજનિક કલ્યાણને અર્થે જે મહાશક્તિને

આધીન રહેવાનું મેં કબૂલ્યું છે તેની ઇચ્છાને જ હું તો માત્ર અનુસરું છું."

પાપના આવા ખોટા બચાવોને લઈને જ દુનિયામાં પાપ આટલું બધું વ્યાપક છે. માટે પ્રત્યેક મનુષ્યે એ ભૂલથાપમાંથી ઊગરી જવાનો સબળ પ્રયાસ કરવો જોઈએ. વળી, યાદ રાખવું ઘટે છે કે પાપ એ માત્ર ટેવનાં પરિણામ છે, અને ખરા જિગરના જાગતા પ્રયત્નો વિના એ ટેવની ગુલામી છોડવી અશક્ય છે. यद्यपि लोके मरणं शरणं तदपि न मुंचति पापाचरणम् ।

## ૪. પ્રાર્થના

"ખોટી શ્રદ્ધામાં ફસાઈએ નહિ એટલા માટે પોતાની બુદ્ધિ સિવાય બીજા કશા પર, બીજા કોઈ માણસ પર પણ, વિશ્વાસ રાખવો નહિ એ જરૂરનું છે; ભૂલથાપમાં પડીએ નહિ એટલા માટે સત્યનાં, જીવનનાં, વિરોધી કાર્યોનો બચાવ કરવો નહિ એ જરૂરનું છે; પાપમાં પડાય નહિ એટલા માટે માણસે સ્પષ્ટપણે સમજવું ઘટે છે, કે પાપ એ અનિષ્ટ છે, તે સાચું તેમજ વ્યક્તિગત બેઉ સુખ હરી લે છે, તથા બીજાં માણસોમાં અનિષ્ટ ઉત્પન્ન કરે છે; અને વળી જે ક્રમમાં પાપ જોડે ઝઘડવું જરૂરનું છે તે ક્રમ પણ જાણવો અત્યાવશ્યક છે.

પરંતુ માણસો એ બધું જાણે છે, છતા પણ પાપમાંથી ઊગરી શકતા નથી, પાપમાં પડે છે. એનું કારણ એ છે,

કે માણસો પોતે કોણ છે, પોતાનો આત્મા કેવો છે, તે તદ્દન સ્પષ્ટપણે સમજતા નથી, અથવા તે ભૂલી જાય છે.

પોતાની જાતને વધુવધુ પૂર્ણપણે અને વધુવધુ સ્પષ્ટપણે ઓળખવા માટે, તથા મનુષ્યના ધર્મ શા છે તે યાદ રાખવા માટે, એક પ્રબળ ઉપાય છે. એ ઉપાય તે પ્રાર્થના."

ઉપર કહ્યું કે મનુષ્યે ખરા જિગરના જાગતા પ્રયત્નો કરી ટેવની ગુલામીમાંથી છૂટવું જોઇએ. પણ પ્રભુના પ્રસાદ વિના કોઈને મુક્તિ મળી જાણી છે? એ પ્રસાદને સારૂ પ્રાર્થના આબાદ સાધન છે. આપણાથી સ્ખલનો તો થવાનાં. પણ એ સ્ખલનો કરતાં કરતાં પ્રભુનો પ્રસાદ યાચીએ અને તેમાંથી ધીમે ધીમે છૂટીએ. તેને સારૂ સતત પ્રાર્થનાની જરૂર છે. એ પ્રાર્થના જ્યારે કૃત્રિમ મટી જશે, હૃદયનો પ્રવાહ જ્યારે ગંગામૈયાના પ્રવાહની પેઠે પ્રકૃતિની શોભામાં વૃદ્ધિ કરે એટલી સ્વાભાવિકતાથી વહેતો થશે, ત્યારે એ પ્રસાદ, એ પ્રભુની પરમ કૃપા, આપણાં પામર છતાં નિર્મળ ચિત્ત પર ઊતર્યા વિના નહિ રહે એમાં લેશ પણ શંકા નથી. પરમ-કૃપાળુ પ્રભુ એ સન્માર્ગે આપણને સૌને દોરો અને એના પ્રસાદને પાત્ર બનાવો, એ જ છેવટની પ્રાર્થના.

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।

## જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળાનાં

# બીજાં પુસ્તકો

**૧. જાતે મજૂરી કરનારાઓને (ટૉલસ્ટૉય)** કિંમત રૂા. ૦–૩–૦. આ વર્ગની — ખેડૂતો તેમજ મજૂરોની રાંક, દબાયેલી દશા વિષે તથા તેમાંથી તેઓ શી રીતે મુક્ત થઈ શકે તે વિષેના પોતાના વિચારો ટૉલસ્ટૉયે આમાં આપ્યા છે. તેમણે રશિયાના મજૂરોને ઉદ્દેશીને આ બધું કહેલું છે, પણ અન્ય દેશના મજૂરવર્ગને પણ તે સાવ નિરુપયોગી નહિ હોય એવી તેમની આશા છે.

**૨. ટૉલસ્ટૉય અને શિક્ષણ (ક્રૉસબી)** કિંમત રૂા. ૦–૮–૦. પોતાના ગામડાના દૂબળા છોકરાઓ માટે જાતે નિશાળ ચલાવી ટૉલસ્ટૉયે જે અનુભવો મેળવ્યા તેની વિગતો અને ચર્ચા આમાં છે. શિક્ષણક્ષેત્રમાં પણ ટૉલસ્ટૉયની પ્રતિભા નવી જ દિશા સૂચવે છે.

**૩-૪. ત્યારે કરીશું શું? ભાગ ૧ ૨** કિંમત રૂા. ૧–૧૨–૦. સમાજસેવાનો સાચો માર્ગ કયો એ ટૉલસ્ટૉયે આમાં બતાવ્યું છે. અહીં પણ જાતે અનેક અનુભવો લીધા પછી જ ટૉલસ્ટૉય નિશ્ચિત સિદ્ધાંતો પર આવે છે. સંપત્તિશાસ્ત્રનું અધ્યયન કરનાર દરેક વ્યક્તિએ, અને ખાસ કરીને પારતંત્ર્યમાં સપડાયેલી પ્રજાએ આ પુસ્તકમાં ટૉલસ્ટૉયે આપેલી પૈસાની મીમાંસા જરૂર વાંચવી જોઇએ. આ ગ્રંથ ટૉલસ્ટૉયના જીવનનું પરિપક્વ ફળ છે. આ ગ્રંથે કેટલાયે પૈસાદાર લોકોને અસ્વસ્થ અને અંતર્મુખ કર્યાં છે, અને એરણની ચોરી ને સોયનું દાન કરનારા સમાજને ઉઘાડો પાડ્યો છે.

**૫. કેળવણીના પાયા ( મશરૂવાળા )** કિંમત રૂ. ૧–૦–૦. રૂઢ વિચારોની ઘરેડમાંથી નીકળી જઇ સાવ સ્વતંત્ર રીતે વિચાર કરવાની કળા હાથમાં આવ્યા પછી શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ આ પાયા રચ્યા છે. કેળવણીશાસ્ત્રના આકલનમાં આ ગ્રંથનો ફાળો ચોક્કસ સ્વીકારાશે.

**૬. ચીનનો અવાજ** ( લૉવેઝ ડિકિન્સનના 'અમર' પત્રો ) કિંમત રૂ. ૦–૮–૦. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનું અધ્યયન અને સમભાવપૂર્વક તેમનું તોલન આટલું ટૂંકું છતાં વિશદ ભાગ્યે જ બીજે મળી શકે. પશ્ચિમને હાથે થતી પૂર્વની પજવણી અને એમાંથી નીપજનારાં વિનાશક પરિણામો એ આજના યુગનો વિરાટ પ્રશ્ન આ ચોપડીમાં ચર્ચાયો છે.

**૭. ખાદીનિબંધ** કિંમત રૂ. ૧-૦-૦. હાથકંતામણ અને હાથવણાટનો ઇતિહાસ, નાશ, અને રેંટિયાની શક્તિ તથા પરદેશી કાપડના બહિષ્કારના ઉપાયોની વિગતવાર ચર્ચા આમાં છે. ગાંધીજી દેશના સર્વોત્તમ સેવકોને ખાદી પાછળ પોતાનું જીવન નિચોવવાનું કેમ સૂચવે છે તેનું રહસ્ય આ ગ્રંથમાંથી મળશે. આપણા પારતંત્ર્યનાં મૂળ આમાં ઉઘાડાં પાડ્યાં છે, અને તે મૂળ તોડવાનો ઉપાય પણ બતાવ્યો છે.

**૮. આવું કેમ સૂઝયું ? ( ટૉલસ્ટૉય )** કિંમત રૂ. ૦–૯–૦. એક ઉત્તમ નવલકથા. સદ્‌ગુણ અને દુર્ગુણ બંને ચેપી છે, બંને ચક્રવૃદ્ધિના નિયમ પ્રમાણે વધ્યે જાય છે. એકની ભૂલમાંથી પાપનું જંગલ ચોમેર ફેલાય છે, અને એકના આત્મયજ્ઞથી તે બળીને ખાખ થાય છે, એ બોધ અસાધારણ કળાથી આ ચિત્તાકર્ષક નવલકથામાં ટૉલસ્ટૉયે પરોવી દીધો છે. આ વાર્તાની બાળકોના મન પર ભારે અસર થાય છે.